# જગત્‌ની ભૂગોળ.

## છેલ્લા રાજકીય ફેરફારો સહિત.

( અંગ્રેજી પ્હેલા, બીજા, અને ત્રીજા ધોરણ માટે. )

આવૃત્તિ આઠમી.

રચી પ્રસિદ્ધ કરનાર

લલિતાશંકર લાલશંકર વ્યાસ.

હેડ માસ્તર–સર જમશેદજી જીજીભાઇ ઈંગ્લિશ સ્કૂલ, સુરત.

સને ૧૮૬૭ના ૨૫મા આક્ટ મુજબ નોંધાવેલી છે.

સુરત:

"મિશન" છાપખાનામાં છપાઇ.

૧૯૦૯.

( સર્વે હક સ્વાધીન રાખ્યા છે. )

કિમ્મત પાંચ આના.

# સૂચના.

આ આવૃત્તિમાં ઘણો અગત્યનો ફેરફાર કરવામાં આવ્યો છે. ભૂગોળને લગતી ઐતિહાસિક બાબતો જે વિદ્યાર્થીને જાણવાની ઘણી જરૂર છે તે યોગ્ય સ્થળે મુકવામાં આવી છે. કુદરતને લગતી ભૂગોળમાં ઘણો ફેરફાર તથા વધારો કરવામાં આવ્યો છે, અને વિદ્યાર્થીઓને માત્ર શુષ્ક નામો ગોખી નાખવાથી જે કંટાળો આવે છે, અને ભૂગોળ જેવો અગત્યનો વિષય રસ વગરનો થઇ પડે છે તેમ ન થવા બનતો પ્રયાસ કીધો છે. વ્યાપારને લગતી બાબતોનું જ્ઞાન જે આધુનિક ધોરણોમાં જરૂરનું છે તેને લગતી હકીકત પણ આપવામાં આવેલી છે. **આ આવૃત્તિમાં ભરતખંડની હકીકત વિશેષ વિસ્તારથી આપેલી** છે. પાછલા ભાગમાં જે પરિશિષ્ટો આપેલાં છે તે પરીક્ષાની ઘણી બાબતોનું સમાધાન કરવા પૂરતાં છે. દેશી રાજ્યોની કેટલીક નિશાળોમાં યૂરપખંડની સવિસ્તર ભૂગોળ નિચલાં ધોરણોમાં પણ શિખવવામાં આવે છે તેથી તે પણ તે શિક્ષકોની સૂચના ઉપરથી ઉમેરવામાં આવી છે. સરકારી ધોરણોમાં તેની જરૂર ન હોવાથી તે ભાગ સરકારી નિશાળના વિદ્યાર્થીઓએ છોડી દેવાનો છે. આ આવૃત્તિમાં સ્થળોનાં નામના ઉચ્ચારો અંગ્રેજી ગ્રંથોને આધારે આપવામાં આવ્યા છે, જેથી, સાધારણ રીતે ચાલતા આવેલા ઉચ્ચારોમાં ફેર માલમ પડશે. રાજકીય વિભાગો નવામાં નવા ભૂગોળના ગ્રંથોને આધારે આપવામાં આવ્યા છે તેથી તેમાં પણ જુની આવૃત્તિઓ કરતાં કેટલોક ફેર માલમ પડશે. આ ભૂગોળની સંકલના સને ૧૯૦૯ એટલે ચાલુ વર્ષ સુધીના છપાયલા ઉત્તમ અંગ્રેજી ગ્રંથો ઉપરથી કીધેલી છે, જેથી એ વિશેષ ઉપયોગી થઇ પડશે એવી આશા છે.

નાગરફળિયું, સુરત. લ. લા. વ્યાસ.

તા. ૨૦-૧૦-૧૯૦૯.

# જગત્‌ની ભૂગોળ.

ભૂગોળ વિદ્યાથી પૃથ્વીની સપાટી વિષેનું, તેની ઉત્પત્તિ વિષેનું, અને તેના ઉપર વસતા જાતજાતના લોકો તથા પ્રાણીઓનું જ્ઞાન મળે છે. તેના ચાર ભાગ પાડી શકાય :—

(૧) **જ્યોતિષને** લગતો.—આ પૃથ્વી ક્યાં રહેલી છે તેનું, તેની આકૃતિ તથા કદનું, તેની દૈનિક (દરરોજની) તથા વાર્ષિક ગતિનું, તથા તે ગતિઓથી શાં શાં પરિણામો થાય છે, વિગેરે બાબતોનું વર્ણન કરવામાં આવે છે.

(૨) **પ્રાકૃતિક.**—એમાં પૃથ્વીની સપાટીના કુદરતી સ્વરૂપનું, એટલે જમીન તથા પાણીના વિભાગોનું, વાતાવરણનું, હવાનું તથા પ્રાણી, વનસ્પતી તથા ખનિજ પદાર્થો (પૃથ્વીના પેટામાં રહેલી વસ્તુઓ) વિગેરેનું વર્ણન કરવામાં આવે છે, મતલબ કે, **કુદરતથી બનેલા પૃથ્વીના ભાગોનું જેમાં વર્ણન આવે તે.**

(૩) **રાજકીય.**—પૃથ્વીની સપાટીના દેશો વિગેરેના કેવી તરેહના ભાગ કરવામાં આવ્યા છે, તે દેશોમાં રહેનારા લોકો ઉપર કોણ રાજ્ય કરે છે, લોકો શો શો ધંધો કરે છે, તેઓની સ્થિતિ કેવી છે, વિગેરે બાબતોનું વર્ણન કરવામાં આવે છે, મતલબ કે, **સગવડ ભરેલું રાજ્ય ચલાવવાના હેતુથી દેશના મનુષ્યકૃત ભાગોનું જેમાં વર્ણન આવે તે.**

(૪) **વ્યાપારને** લગતો.—એ ભાગમાં અમુક દેશની પેદાસની ખરીદી, વેચાણ, તેની ઉત્પત્તિની રીત, તથા તે એક દેશમાંથી બીજા દેશમાં કેવી રીતે અને કયે માર્ગે લઇ જવામાં આવે છે, વિગેરે બાબતોનું વર્ણન આવે છે.

**આકાર.**—પૃથ્વીનો આકાર ગોળ છે, તો પણ છેક ગોળ નથી. એ ઉત્તર દક્ષિણ નારંગીની પેઠે ચપટી છે. પૃથ્વી સૂર્યથી આસરે નવ કરોડ ને વીસ લાખ માઇલને છેટે છે.

## પૃથ્વી ગોળાકાર છે તેનાં પ્રમાણો :—

(૧) જ્યારે દરિઆમાં દૂરથી વહાણ આવતું હોય છે ત્યારે પેહેલાં તો તેના ડોલનો ઉપલો ભાગ માલમ પડે છે; પછી જેમ જેમ તે નજદિક આવતું જાય છે તેમ તેમ તેનો વચલો ભાગ, પછી નીચેનો ભાગ એમ દેખાય છે. પૃથ્વીની સપાટીમાં વાંક છે, તેથી એવું દેખાય છે.

(૨) ચંદ્રગ્રહણ વખતે ચંદ્રના બિમ્બ ઉપર પૃથ્વીની જે છાયા પરે છે તે હમેશાં ગોળ હોય છે.

(૩) સફરથી થયલો નિશ્ચય.—મેગેલન નામે એક બહાદુર માણસ આસરે સાડી ત્રણસેં વરસ ઉપર સ્પેઇન દેશના કિનારા ઉપરથી પૃથ્વીની પ્રદક્ષિણા કરવા નિકળ્યો. તેણે પોતાનાં વહાણો હંકાર્યાંજ કીધાં. અને ત્રણ વરસે પાછો સ્પેઇન આવ્યો. એ ઉપરથી તેણે સાબિત કીધું કે જે પૃથ્વી ઉપર આપણે રહીએ છીએ તે ગોળ છે. રાણી ઇલિઝાબેથના વખતમાં સર ફ્રાંસિસ ડ્રેઇક નામનો એક સખસ એજ મુજબ પોતાનાં વહાણો હંકારી ગયો અને પાછો આવ્યો.

**પરિમાણ.**—પૃથ્વીનો વ્યાસ આસરે આઠ હજાર માઇલ છે, એનો પરીઘ અથવા ઘેર આસરે પચ્ચીસ હજાર માઇલ છે, તથા એની સપાટી આસરે વીસ કરોડ ચોરસ માઇલ છે.

**ગતિ.**—પૃથ્વી ચંદ્રની પેઠે આકાશમાં અધર છે. તે સ્થિર દેખાય છે ખરી, પણ તે તેમ નથી. નિરંતર પશ્ચિમથી પૂર્વ ભણી ફર્યાંજ કરે છે. તેને બે ગતિ છે,—(૧) તે દરરોજ ચોવીસ કલાકમાં એક વાર ફરી રહે છે, ને તેથી **રાત** તથા **દિવસ** થાય છે. તે વરસમાં એક વાર સૂર્યની આસપાસ ફરી રહે છે, ને તેથી **ઋતુઓનો ફેરફાર** થાય છે.

## પૃથ્વી ઉપરનાં વૃત્ત, કટિબંધ વગેરે.

**ધરી તથા ધ્રુવ.**—પૃથ્વીની ઉત્તર દક્ષિણ એક કલ્પિત રેખા જાય છે તેની આસપાસ પૃથ્વી દરરોજ ફરે છે, તે રેખાને પૃથ્વીનો **આંસ** અથવા **ધરી** (=AXIS) કહે છે. તે આંસના ઉત્તર તરફના છેડાને **ઉત્તર ધ્રુવ** (NORTH POLE) અને દક્ષિણ તરફના છેડાને **દક્ષિણ ધ્રુવ** (SOUTH POLE) કહે છે.

**વિષુવવૃત્ત.**—પૃથ્વીના મધ્ય ભાગ ઉપર ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવથી સરખા અંતર ઉપર જે કલ્પિત રેષા છે તેને **વિષુવવૃત્ત** અથવા **મધ્ય**

રેષા (=Equator) કહે છે. એ રેષા વડે પૃથ્વીના ગોળાના બે સરખા ભાગ થાય છે—ઉત્તર ગોળાર્દ્ધ અને દક્ષિણ ગોળાર્દ્ધ.

**અક્ષાંશ.**—વિષુવવૃત્તથી ઉત્તર દક્ષિણ કોઇ જગ્યાનું અંતર તેને **અક્ષાંશ** (-Latitude) કહે છે.

**રેષાંશવૃત્ત.**—એક ધ્રુવથી બીજા ધ્રુવ સુધી વિષુવવૃત્તને છેદીને જનારાં જે વૃત્ત કલ્પેલાં છે તેને **રેષાંશવૃત્ત** ( Meridians ) કહે છે. આપેલા રેષાંશવૃત્તથી પૂર્વ અથવા પશ્ચિમ કોઇ જગ્યાનું અંતર તેને **રેષાંશ** (=Longitude ) કહે છે.

પહેલું રેષાંશવૃત્ત હિન્દુ લોક લંકા પાસે માને છે; અંગ્રેજ લોક લંડન પાસે ગ્રિનિજ આગળ માને છે; ફ્રેન્ચ લોક પૅરિસ પાસે માને છે.

**ક્રાન્તિવૃત્ત.**—**ક્રાન્તિવૃત્ત** (=Ecliptic ) એટલે વિષુવવૃત્તને છેદીને કર્ક વૃત્ત (=Tropic of Cancer)થી મકરવૃત્ત (=Tropic of Capricorn ) સુધી જે એક તિરકસ વૃત્ત કલ્પેલું છે તે. સૂર્ય એ વૃત્ત ઉપરથી ફરતો હોય એમ જણાય છે.

**કટિબંધો** પાંચ છે.—કેટલાએક દેશો ગરમ હોય છે, કેટલાક ઠંડા હોય છે, અને કેટલાકમાં ઘણી ગરમી તેમ ઘણી ઠંડી નથી હોતી. પૃથ્વીના તેની હવાના પ્રમાણમાં પાંચ **કટિબંધો** (=Zones ) કીધેલા છે:—પૃથ્વીના ગરમમાં ગરમ ભાગને **ઉષ્ણ કટિબંધ** (=Torrid Zone ) કહે છે; તે વિષુવવૃત્તથી ઉત્તર ભણી ૨૩½ અંશ અને દક્ષિણ ભણી ૨૩½ અંશ મળી ૪૭ અંશનો જે પ્રદેશ તે **ઉષ્ણ કટિબંધ.** આફ્રિકાનો મોટો ભાગ, બધો દક્ષિણ એશ્યા, દક્ષિણ અમેરિકાનો મોટો ભાગ, અને ઑસ્ટ્રેલિઆનો ઉત્તર ભાગ, એટલા આ કટિબંધમાં આવેલા છે.

પૃથ્વીના ઠંડામાં ઠંડા ભાગને **શીત કટિબંધ** (=Frigid Zone ) કહે છે. એ પ્રદેશ ઉત્તર અને દક્ષિણ ધ્રુવની આસપાસ દરેકથી ૨૩½ અંશે આવેલા છે. ઉત્તર ધ્રુવના દક્ષિણ ભાગને **ઉત્તર શીત કટિબંધ** (=North Frigid Zone ) અને દક્ષિણ ધ્રુવના ઉત્તર ભાગને **દક્ષિણ શીત કટિબંધ** (South Frigid Zone) કહે છે. યુરપ,

એશ્યા, અને ઉત્તર અમેરિકાના ઉત્તર કિનારા, અને ઉત્તર મહાસાગરનો બધો ભાગ, એટલા ઉત્તર શીત કટિબંધમાં આવેલા છે. એ કટિબંધ જ્યાં છે ત્યાં સમુદ્રજ આવેલો છે. જમીનના છૂટાછવાયા બેટ સિવાય પૃથ્વીનો જાણીતો કોઇ ભાગ એમાં આવેલો નથી.

વિષુવવૃત્તથી ઉત્તરે અને દક્ષિણે, ૨૩½ અંશ મુકીને તે ૬૬½ અંશના બન્ને તરફના પ્રદેશને **સમશીતોષ્ણ કટિબંધ** ( = Temperate Zone) કહે છે. ઉત્તરે આવેલાને **ઉત્તર સમશીતોષ્ણ** ( = North-Temperate Zone) અને દક્ષિણે આવેલાને **દક્ષિણ સમશીતોષ્ણ** (= South Temperate Zone) કહે છે. લગભગ યૂરપનો બધો ભાગ, એશ્યાનો મોટો ભાગ, અને ઉત્તર અમેરિકાનો મોટો ભાગ, એટલા ઉત્તર સમશીતોષ્ણ કટિબંધમાં આવેલા છે; અને આટલાન્ટિક મહાસાગરનો દક્ષિણ ભાગ અને બધો પાસિફિક મહાસાગર, આફ્રિકાનો દક્ષિણ ભાગ, ઓસ્ટ્રેલિઆનો અડધો દક્ષિણ ભાગ અને દક્ષિણ અમેરિકાનો દક્ષિણ ભાગ, એટલા દક્ષિણ સમશીતોષ્ણ કટિબંધમાં આવેલા છે.

**હવા.**—હવા મુખ્યત્વે કરીને ગરમ, ઠંડી અને સમશીતોષ્ણ હોય છે, હિન્દુસ્તાનમાં ગરમ હવા છે, રૂશ્યામાં ઠંડી છે, ઈંગ્લંડમાં સમશીતોષ્ણ છે. હિન્દુસ્તાનના કેટલાક ભાગો વધારે ગરમ છે. કેટલાક વધારે ભીનાસવાળા છે, વગેરે જૂદા જૂદા દેશોમાં જૂદા જૂદા પ્રકારની હવા હોય છે, તેનાં કારણો—(૧) અમુક જગા ભૂમધ્ય રેષાથી કેટલી દૂર હોય છે તેના પ્રમાણ પ્રમાણે;—(૨) દરિઆની સપાટીથી કેટલી ઉંચાઇએ તે જગા આવેલી છે તેના પ્રમાણ પ્રમાણે;—(૩) દરિઆથી તે કેટલી દૂર છે તેના પ્રમાણ પ્રમાણે. એ ઉપરાંત હવાના ફેરફારનાં બીજાં ઘણાં કારણો છે, જેવાં કે પર્વતની હારોની દિશા, ગરમ અથવા ઠંડા પાણીના પ્રવાહો ( Currents ) ની અસર, અમુક જગોએ વાતા પવન; ઇત્યાદિ.

## વાતાવરણ.

પૃથ્વી બધી બાજુએથી વાતાવરણ ( Atmosphere ) થી વીંટલાયલી છે. તે ઘણે ઉંચે સુધી પહોંચે છે. જેમ જેમ ઉંચાણમાં

જતી જાય છે તેમ તેમ વધારે પાતળી થતી જાય છે. પૃથ્વી ઉપર જેમ પાણી વગર ચાલે નહિ તેમ પ્રાણીઓનાં જીવન માટે હવા વગર પણ ચાલે નહિ.

હવામાં મુખ્ય બે જાતની ગેસ (Gas) છે; **આક્સિજન** તથા **નાઈટ્રોજન.** ચોથા હિસ્સા કરતાં થોડી ઓક્સિજન છે. પોણા કરતાં વધારે નાઇટ્રોજન છે. સઘળાં પ્રાણીઓને ઓક્સિજનની જરૂર છે ને તે વગર તેઓ જીવી શકે નહિ. હવામાં **કારબોનિક્ આસિડ** કરીને એક ત્રીજી ગેસ છે, જે ઘણા થોડા જથામાં છે. એ ગેસ વનસ્પતિને ઘણી ઉપયોગી છે. વનસ્પતિ એ ગેસ પોતાની અંદર લે છે, અને ઓક્સિજન બહાર કાઢે છે; પ્રાણીઓ ઓક્સિજન અંદર લે છે અને કારબોનિક એસિડ ગેસ બહાર કાઢે છે.

જ્યારે પૃથ્વીની સપાટી ઉપરની હવા ગરમ થાય છે ત્યારે તે વિસ્તારને પામે છે. એમ થવાથી તે હલકી થાય છે, અને ઉંચે ચઢે છે. જે હવા ઉંચે ચઢે છે તેની જગાએ બીજી આવે છે. આ પાછી ગરમ થાય છે ને ઉંચે ચઢે છે. જુદીજુદી જાતના પવનો જે થાય છે તેનું કારણ આ છે.

**પવનો.**—હવા જ્યારે ગતિમાં હોય છે ત્યારે તેને **પવન** કહે છે. દિશા તથા તેનાં જોર ઉપરથી તેનાં નામો પડેલાં છે. ઉત્તર તરફથી જે પવન વાય છે તેને ઉત્તર દિશાનો પવન કહે છે. જોસમાં વાતા બધા પવનો ચક્રિમાં ફરે છે. પૃથ્વીની સપાટી ઉપર સૌથી અગત્યના પવન ઇશાન તરફના તથા અગ્નિકોણ તરફના વ્યાપારી પવનો છે. આ પવનો ઘડિયાળની પેઠે એક સરખી રીતે આખું વર્ષ પાસિફિક તથા આટલાંટિક મહાસાગરમાં વાય છે. આટલાંટિક મહાસાગરમાં ટાપુઓ ઘણા થોડા હોવાને લીધે તે ઘણા નિયમિત રીતે વાય છે. ઇશાન તરફના હિંદિમહાસાગરના વ્યાપારી પવન ટિબેટના ઉચ્ચ પ્રદેશની ઉપર જે ગરમી પડે છે તે વડે તે પોતાના ચાલુ માર્ગમાંથી પાછા ફરે છે. તે નૈરૃત્યના પવન કહેવાય છે, ને તે વરસાદ ખેંચી લાવે છે. એ પવન હિંદુસ્તાનમાં મે માસથી ઓક્ટોબર સુધી વાય છે. બંગાળાના ઉપસાગરમાં ચક્રિપવન ઘણા જોસથી વાય છે તેને "**સાઇક્લોન**" કહે છે. ન્હાના પણ ઘણાજ સખત સાઇક્લોનને "**ટોરનેડો**" કહે છે. સાઇક્લોન પવનનું કારણ સંપૂર્ણ રીતે સમજાતું નથી, પણ એ દુનિયાના જે ભાગમાં મોસમના પવન વાય છે ત્યાં થાય છે, તેથી તથા ચાલુ પવન બદલાઇ જાય છે તે વખતે થાય છે તેથી ઉપલી હવામાં સામસામેના પવનો અથડાવાથી વાતાવરણમાં તે ચક્રરનું રૂપ ધારણ કરે છે ને ઘણા જોસથી વાય છે. એ વહાણો તથા આગબોટોને ઘણો ભયંકર છે. થોડાં વરસ ઉપર હૂગલી આગળ સાઇક્લોન થયું હતું તેથી હજારો માણસોના જાન ગયા હતા.

# મનુષ્યની જાત, રાજ્ય, ધર્મ વિગેરે.

માણસોના મ્હોડાની આકૃતિ, તેઓની ચામડીનો રંગ, વિગેરે બાબતો ઉપરથી તથા જુદી જુદી ભાષાઓ જે તેઓ બોલે છે તે ઉપરથી તેઓના નીચે મુજબ ભાગ પાડી શકાય :—

(૧) **કોકેશ્યન** અથવા **સપેત જાત.**—એ વર્ગમાં આખા યુરપના, ઉત્તર આફ્રિકાના, એશ્યાના નૈરૃત્ય ભાગના, તથા અમેરિકા, દક્ષિણ આફ્રિકા અને આસ્ટ્રેલ્યાના મોટા ભાગના લોકોનો સમાવેશ થાય છે. એ લોકો સુધારામાં આગળ પડતા છે.

(૨) **મોંગોલ્યન** અથવા **પીળી જાત.** એ વર્ગ એશ્યાનો મોટો ભાગ રોકે છે; ચીનાઓ, જાપાનીસો, મોગલો, તથા મંચુઓ એ વર્ગના છે.

(૩) **અમેરિકન** અથવા **રાતી જાત.** એ જાત મેક્સિકો, દક્ષિણ અમેરિકા, ગ્વાટીમાલા, તથા ઉત્તર અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સ તથા કેનેડામાં માલમ પડે છે.

(૪) **એથીઓપ્યન** અથવા **કાળીજાત.** આફ્રિકામાં વસે છે. તેઓ સુધારામાં ઘણા પછાત છે. મોટે ભાગે તેઓ જંગલી જેવા છે.

(૫) **મલે** અથવા **બદામી જાત.** એ મલાયાના દ્વીપકલ્પ તથા પૂર્વ હિંદી આર્કી પેલેગોમાં વસે છે. તેઓ કાળી જાત એટલે હબસીઓ કરતાં મુકાબલે સ્હેજ સુધરેલા છે. તેઓ કાળી જાતના પેટા ભાગ તરીકે ગણાય છે.

**વસ્તી.**—દુનિઆની વસ્તીની ચોકસ ગણત્રી થઇ શકતી નથી, પણ સૌથી છેલ્લી ગણત્રી પ્રમાણે એમાં એક અબજ ને પંચાવન કરોડ કરતાં વધુ માણસ વસે છે.

**રાજ્ય.**—રાજ્ય મુખ્ય ત્રણ પ્રકારનાં છે :—(૧) **રાજાની પૂર્ણ સત્તાવાળું રાજ્ય.** એમાં કાયદા બાંધવાની કે અમલમાં લાવવાની બાબતમાં રૈયતનો અવાજ હોતો નથી, તથા વારંવાર લોકોની જીંદગી કેવળ

સ્વતંત્ર રાજાના હાથમાં હોય છે. એશ્યાના કેટલાંક દેશી રાજ્યોમાં તથા આફ્રિકાના કેટલાક ભાગમાં આ રીતનું રાજ્ય છે. (૨) **વ્યવસ્થિત રાજ્ય,**—એમાં રાજ્યકર્ત્તા બાંધેલા કાયદા પ્રમાણે રાજ્ય ચલાવે છે, ને તે કાયદા બાંધવામાં ઓછો વત્તો પ્રજાનો અવાજ હોય છે. આ જાતનું રાજ્ય યૂરપ તથા યૂરોપી સંસ્થાનોમાં ચાલે છે. (૩) **પ્રજાસત્તાક રાજ્ય.**—એમાં રૈયત પોતાના પ્રતિનિધિ મારફત કાયદા બાંધે છે. અને તે કાયદા અમલમાં લાવવાને અધિકારીઓ નીમે છે. આવું રાજ્ય ફ્રાન્સમાં ચાલે છે.

**મુખ્ય ધર્મો.**—યૂરપ તથા અમેરિકામાં **ખ્રીસ્તી** ધર્મ, પશ્ચિમ એશ્યા તથા ઉત્તર આફ્રિકામાં **ઇસ્લામી** ધર્મ, હિન્દુસ્તાનમાં **હિંદુ** ધર્મ, અને પૂર્વ એશ્યામાં **બુધ** ધર્મ પાળવામાં આવે છે. તેમાં ખ્રીસ્તીઓ સુડતાળીસ કરોડ છે; ઇસ્લામીઓ ઓગણીસ કરોડ છે. બાકીના લોકો બીજા ધર્મો પાળે છે.

## પ્રાણીઓ.

પ્રાણીઓને તનદુરસ્ત રહેવા માટે અમુક દરજ્જાની ગરમીની જરૂર છે. જેમ જેમ ધ્રુવથી વિષુવવૃત્ત તરફ આવતા જઇએ તેમ તેમ પ્રાણીઓ કદમાં, ખુબસુરતીમાં, જોરમાં, તથા સંખ્યામાં પણ વધે છે. દરિયાઇ પ્રાણીઓમાં એથી ઉલટું છે. જેમ જેમ આપણે ધ્રુવ તરફ પોંચતા જઇએ તેમ તેમ તેઓ કદમાં વધતાં જાય છે. મગરમચ્છ (દરિઆનું મોટામાં મોટું જનાવર) તથા ઉવાલરસ જે ઉત્તર મહાસાગરમાં રહે છે તે ગરમ દેશોના હાથી વિગેરે પ્રાણીને મળતા છે. રૂવાંવાળાં પ્રાણીઓ ઉત્તરના ભાગમાં ઘણાં થાય છે. માણસ, કુતરો, ઘોડા દુનિઆના બધા ભાગમાં માલમ પડે છે. પૃથ્વીના વિશેષ ગરમ ભાગોમાં રાક્ષસી પ્રાણીઓ મળી આવે છે. હાથીઓ, ગેંડાઓ, જીરાફ વિગેરે; ઘણાંજ ખુબસુરત રંગનાં પક્ષીઓ તેમજ ઘણાજ ઝેરી સાપો, સુકી ગરમી મોટાં પ્રાણીઓને વધુ માફક છે, ભીની ગરમી પેટે ચાલનારાં તથા જીવડાંને માફક છે. સમશીતોષ્ણ કટિબંધના ભાગોમાં ઘણાં ઉપયોગી પાળવાલાયક જનાવરો તથા ઘણાંજ મનોહર ગાનારાં પક્ષીઓ ઉત્પન્ન થાય છે. એ ભાગોમાં શિકારી પ્રાણીની વસ્તી નથી. વાગોળનારાં પ્રાણીઓ મનુષ્યને સૌથી વધારે ઉપયોગનાં છે; જેવાં કે, બળદ, ઘેટાં, હરણ, ઊંટ, લામા, વિગેરે. દરેક ખંડમાં ખાસ પ્રાણીઓ હોય છે. એશ્યામાં બધી જાતનાં પ્રાણી પુષ્કળ થાય છે; યૂરપમાં પાળવાલાયક પ્રાણીઓ તથા ગાનારાં પક્ષીઓ નીપજે છે; આફ્રિકામાં મોટામાં મોટાં ચોપગાં તથા માંસાહારી પ્રાણીઓ થાય છે, ગરમ ભાગોમાં સિંહ,

ચિત્તા વિગેરે થાય છે. બન્ને અમેરિકા તથા ઓસ્ટ્રેલિઆમાં પ્રાણીઓની ઘણી જુત નથી. ઉત્તર અમેરિકામાં ઊંટને મળતું લામા તથા હાથીને મળતું ટાપીર નામનું જનાવર થાય છે. ઓસ્ટ્રેલિઆમાં કોથળીવાળાં પ્રાણીઓ મળી આવે છે.

## વનસ્પતિ.

પૃથ્વીના જુદા જુદા ભાગોમાં વનસ્પતિની જાત વિગેરે ઉત્પન્ન થવાનો મુખ્ય આધાર હવા ઉપર છે. દેશ જેમ વધારે ગરમ તથા વધારે ભીનાસવાળો તેમ તેમાં ઘણી જાતની વનસ્પતિઓ થાય. ઠંડા દેશોમાં વનસ્પતિ જોઇએ તેવી થતી નથી, પણ તેની મોસમમાં જેટલી ગરમી જોઇએ તેટલી પડે તે ઉપર તેનો આધાર છે. પૃથ્વીનું કોઇ પણ સ્થળ છેક વનસ્પતિ વગરનું નથી. બરફ ઉપર પણ વનસ્પતિ ઉગે છે. પણ ગરમી, પ્રકાશ અને ભીનાસ ઉપર વનસ્પતિની ભરભાર આધાર રાખે છે. જેમ જેમ આપણે વિષુવવૃત્ત આગળ જતાં જઇએ તેમ તેમ આ ત્રણે બાબત વિશેષ માલમ પડે છે, તેથી સાધારણ નિયમ પ્રમાણે તે ભાગમાં વનસ્પતિ પુષ્કળ થાય છે, કદમાં મોટી થાય છે, તથા જુદી જુદી તરેહની થાય છે.

## વ્યાપાર-લોકોના ઉદ્યોગો.

**લોકોના ઉદ્યોગો.**—છેક પ્રાચીન કાળમાં માણસો મુખ્ય ચાર ઉદ્યોગ કરતા. (૧) માણસો શિકાર કરીને પોતાનું ગુજરાન ચલાવતા. હજી એવા લોકો યૂરપ, એશ્યા, તથા ઉત્તર અમેરિકાના ઉત્તર ભાગોમાં માલમ પડે છે. (૨) મચ્છી પકડવાનો ધંધો કરતા. એવા લોકો સૈબીરીયાની ઉત્તરમાં ઘણા છે. ગ્રેટબ્રિટનમાં, યુનાઇટેડ સ્ટેટ્સમાં, હોલાંડમાં, ફ્રાન્સમાં, નોર્વેમાં, તથા બીજા દેશોમાં એ કામ મોટા ધંધા તરીકે ગણાય છે. (૩) માણસો ઢોરો ચારીને પોતાનું ગુજરાન ચલાવતા. હાલ એવા માણસો મુખ્યત્વે કરીને એશ્યા ને આફ્રિકામાં છે. તેઓનું રહેઠાણ એક સ્થાયી જગોએ નથી. પણ જ્યાં ઘાસ ચારો મળી આવે ત્યાં મુકામ કરી રહે છે. (૪) ખેતી-એને લીધેજ લોકોનો વસાટ થાય છે, લોકો ઘર બાંધીને રહે છે, ને તેમાંથી ગામડાં કસ્બા વિગેરે ઉત્પન્ન થાય છે. હાલના સમયમાં કારીગીરી તથા વ્યાપર ઘણા વધ્યા છે. વ્યાપાર એટલે ખરીદી તથા વેચાણ. પ્રજા અમુક વસ્તુ પોતાના દેશમાં ઉત્પન્ન થતી ન હોય તે બીજા દેશમાંથી ખરીદે છે, ને અમુક વસ્તુ પોતાના દેશમાં પુષ્કળ થતી હોય તે પારકે દેશ મોકલે છે. આ કાર્યોને વેપાર કહે છે. દુનિયાના વ્યાપારની વસ્તુઓના ચાર ભાગ પાડી શકાય.—(૧) ખોરાક તથા પીવાની વસ્તુઓ. (૨) ધાતુ તથા બીજા ખનિજ પદાર્થો; (૩) કાપડ વિગેરે વણવા માટે લગભગ પાકે તેવી સ્થિતિમાં મોકલવાની વસ્તુઓ; (૪) અનેક જાતની કળાકૌશલ્યને લગતી બનાવટની ચીજો.

(૧) ખોરાક તથા પીવાની વસ્તુઓના પેટામાં અનાજ, માંસ, માખણ, ઘી, વિગેરે, માછલી, કરિઆણું, દારૂ તથા તંબાકુ વિગેરે સમાય છે. મુખ્ય અનાજ ઘઉં,

કઠોળ, જુવાર, બાજરી, લોટ, મકાઇ તથા ચોખા છે. દુનિયામાં સૌથી વધારે ઘઉનો પાક યુનાઇટેડ સ્ટેઇટ્સ, ફ્રાન્સ, રશ્યા, હિંદુસ્તાન તથા ઓસ્ટ્રલેશ્યામાં છે. માખણ તથા પનીરનો પાક ડેન્માર્ક, ફ્રાન્સ, હોલંડ, ઓસ્ટ્રલેશ્યા તથા હિંદુસ્તાનમાં છે. કરીયાણામાં ચાહ, કાફી, ખાંડ, મેવા, તેજાના મુખ્ય છે. ચાહ, હિંદુસ્તાન, ચીન અને જાપાનમાં મોટા જથામાં થાય છે; કાફી, જાવા, મધ્ય અમેરિકા, તથા બ્રાઝીલમાં થાય છે; શેરડી, પૂર્વ તથા પશ્ચિમ હિંદી બેટોમાં તથા બ્રાઝીલમાં ઘણી થાય છે; પણ હાલના જમાનામાં બીટ-રૂટની ખાંડ જે ફ્રાન્સ, જર્મની અને આસ્ટ્રયામાં થાય છે તે જથામાં તથા ઉપયોગમાં બધાથી ચઢે છે. મેવા મધ્ય એશ્યામાં, યૂરપના દક્ષિણ ભાગમાં તથા ટાસ્મેનિઆમાં પુષ્કળ ઉગે છે; તેજાના પૂર્વ તથા પશ્ચિમ હિંદી બેટોમાં પાકે છે; દારૂ ઉત્પન્ન કરનારા મુખ્ય દેશો ફ્રાન્સ, ઇટલી તથા સ્પેઇન છે. પોર્ટુગલ તથા જર્મનીમાં પણ બનાવવામા આવે છે; તંબાકુ, યુનાઇટેડ-સ્ટેઇટ્સ, જર્મની, અને પૂર્વ તથા પશ્ચિમ હિંદી બેટોમાં પુષ્કળ થાય છે. ઓષધીઓ હિંદુસ્તાનમાં ઘણી થાય છે. તે ઈંગ્લંડ વિગેરે દેશોમાં શુધ્ધ થાય છે તથા તેના અર્કો બને છે.

(૨) મનુષ્યને સૌથી વધારે ઉપયોગી ધાતુઓ તથા ખનિજ પદાર્થો, લોખંડ, કોલસો, સીસું, જસત, કલાઇ, ત્રાંબું, રૂપું, તથા સોનું છે. લોખંડ તથા કોલસો ઘણું કરીને સાથે સાથેજ મળી આવે છે. એ બન્ને વસ્તુઓનો પુષ્કળ જથો ગ્રેટ-બ્રિટન, યુનાઇટેડ સ્ટેઇટ્સ, જર્મની, ફ્રાન્સ, બેલજ્યમ તથા ઓસ્ટ્રિયામાં મળે છે. હાલ હિંદુસ્તાનમાં એ ઉદ્યોગની શરૂઆત થઇ છે; સીસું તથા જસત મુખ્યત્વે કરીને ઈંગ્લંડ, સ્પેઇન, યુનાઇટેડ સ્ટેઇટ્સ, બેલજ્યમ, અને જર્મનીમાંથી મળે છે. કલાઇ ઈંગ્લંડના કેટલાક ભાગોમાં, ઓસ્ટ્રેલિઆમાં, ટાસ્મેનિઆમાં, અને ઘણા મોટા જથામાં મલાયાના દ્વીપકલ્પમાં થાય છે; ત્રાંબું, યુનાઇટેડ સ્ટેઇટ્સ, ચીલી, તથા જાપાન, ઓસ્ટ્રેલીઆ અને દક્ષિણ આફ્રિકામાં જથાબંધ જડી આવે છે. રૂપું મુખ્યત્વે કરીને યુનાઇટેડ સ્ટેઇટ્સ, દક્ષિણ અમેરિકા, ન્યુસાઉથ વેઇલ્સ, મેક્સિકો તથા ટાસ્મેનિયામાંથી મળે છે; દુનિઆમાં સૌથી વધારે સોનું ઉત્પન્ન કરનાર દેશો અનુક્રમે દક્ષિણ આફ્રિકા, કાલિફોર્નીઆ, ઓસ્ટ્રેલેશ્યા, કેનેડા તથા રશ્યા છે.

(૩) ઊન ઉત્પન્ન કરનારા દેશો, ઓસ્ટ્રેલેશ્યા, દક્ષિણ આફ્રિકા, આરજેન્ટિના, રશ્યા, જર્મની, યુનાઇટેડ સ્ટેઇટ્સ, અને ગ્રેટબ્રિટન છે; રૂ ઉત્પન્ન કરનારા દેશો, યુનાઇટેડ સ્ટેઇટ્સ, હિંદુસ્તાન, ઇજીપ્ત (મિસર), તથા બ્રાઝીલ છે; કાચું રેશમ, ચીન, હિંદુસ્તાન, જાપાન, અને ઇટાલીમાં ઉત્પન્ન થાય છે. રેશમના બનાવટી કામ, ચીન, જાપાન, ફ્રાન્સ વિગેરે દેશોમાં થાય છે; સણ મોટે ભાગે રશ્યા, જર્મની, ફ્રાન્સ, યુનાઇટેડ સ્ટેઇટ્સ, અને હિંદુસ્તાનમાં થાય છે. જ્યૂટ એકલું હિંદુસ્તાનમાં પાકે છે.

સૌથી મોટા વ્યાપારી દેશોમાંથી નીચે મુજબની ચીજોની નીકાસ થાય છે :—

(૧) **ગ્રેટબ્રિટન**માંથી તૈયાર કાપડ, ધાતુઓ, ધાતુઓની બનાવટો, રસાયની પદાર્થો, તથા કોલસો.

(૨) **જર્મની**માંથી ખાંડ, તૈયાર કાપડ, કોલસો અને ઇમારતી લાકડું.

(૩) **યુનાઇટેડ સ્ટેઈટ્સ**માંથી ખોરાકની વસ્તુઓ, રૂ, પેટ્રોલ્યમ, ધાતુઓ, તથા ઇમારતી લાકડું.

(૪) **ફ્રાન્સ**માંથી તૈયાર કાપડ (મુખ્યત્વે કરી રેશમી), દારૂ તથા ખાંડ.

(૫) **હોલાંડ**માંથી દુધમાંથી ઉત્પન્ન થતા પદાર્થો, ઔષધીઓ તથા તૈયાર કાપડ.

(૬) **હિન્દુસ્તાન**માંથી રૂ, જ્યૂટ, ચોખા, અફીણ, ચ્હા, ઘઉં, તથા ગળી.

(૭) **ઓસ્ટ્રેલેશ્યા**માંથી ઊન, સોનું, ઘઉં, તથા માંસ.

(૮) **બેલજ્યમ**માંથી તૈયાર કાપડ, કોલસો તથા ધાતુની બનાવટી વસ્તુઓ.

(૯) **આસ્ટ્રિયા**-હંગરીમાંથી ખાંડ, અનાજ તથા ઇમારતી લાકડું.

(૧૦) **ઈટાલી**માંથી રેશમ, ઓલિવ તેલ, તથા દારૂ.

(૧૧) **મસાલાના દ્વીપો**માંથી તેજાના. [અને ઇરાનમાંથી.

(૧૨) હીરા હિંદુસ્તાન તથા સૈબીરીયામાંથી, બ્રહ્મદેશમાંથી, લંકા બેટમાંથી,

## જમીન તથા પાણી.

પૃથ્વીની સપાટી ઉપર **જમીન** (Land) તથા **પાણી** (Water) છે. તેમાં લગભગ પા ભાગ જમીન છે ને પોણો ભાગ પાણી છે.

## જમીનના મુખ્ય ભાગો.

**ખંડ.**—જમીનના જે મોટા ભાગમાં ઘણા દેશો સમાયલા હોય તેને **ખંડ** (Continent) કહે છે. જેવો કે **એશ્યા** ખંડ.

**દેશ.**—ખંડનો જે રાજકીય વિભાગ તેને **દેશ** (Country) કહે છે. જેવો કે હિંદુસ્તાન.

**દ્વીપ.**—જે જમીનનો ભાગ ચૂધી બાજુએથી પાણીથી વિંટલાયલો હોય તેને **દ્વીપ** કે **બેટ,** કે **ટાપુ** (Island) કહે છે. જેવો કે સિંહલદ્વીપ.

**દ્વીપકલ્પ.**—જમીનનો જે ભાગ માત્ર થોડોકજ જમીન સાથે સંધાયલો હોય અને બાકીનો બધો ભાગ પાણીથી વિંટલાયલો હોય તેને **દ્વીપકલ્પ** (Peninsula) કહે છે. જેવો કે **અર્બસ્તાન.**

**સંયોગીભૂમિ.**—જમીનના બે મોટા ભાગને સાંધનારો જે જમીનનો નાનો ભાગ તેને **સંયોગીભૂમિ** (Isthmus) કહે છે. જેવી કે પનામાની સંયોગીભૂમિ.

**ભૂશિર.**—જમીનનો જે ભાગ સાંકડો થતો થતો સમુદ્રમાં જાય છે તેને **ભૂશિર** (Cape) કહે છે. જેવી કે કન્યાકુમારી ભૂશિર.

**મેદાન.**—જમીનનો ઘણો મોટો ભાગ દરિઆની સપાટીથી સેજ સેજ ઉંચો થતો જાય તેને મેદાન કહે છે. એવા ઉંચા મેદાનને **ટેબલ—લેંડ** કે **પ્લાટો** કે **ઉચ્ચપ્રદેશ** કહે છે. દરિઆની સપાટીથી જે જમીન ૬૦૦ ફુટ કરતાં વધુ ઉંચી ન હોય તેને **નીચાપ્રદેશ** (લોલેન્ડ) કહે છે. એ પ્રદેશ ઘણો ફળદ્રુપ હોય છે. આવી જમીન દક્ષિણ અમેરિકામાં પુષ્કળ છે. રશયાના વનસ્પતિ વગરના મેદાનોને "**સ્ટેપ્સ**" કહે છે. ઉત્તર અમેરિકાના ઘાસવાળા મેદાનોને "**પ્રેરીઝ**" કહે છે. દક્ષિણ અમેરિકાનાં જંગલનાં મેદાનોને "**સેલ્વાસ**" કહે છે. દેશના ઉજ્જડ ભાગને **અરણ્ય** કહે છે. રેતાળ અને ખડકવાળી ઉજ્જડ જમીન જ્યાં પાણી કે વનસ્પતિ હોતાં નથી તેને **રણ** કહે છે. રણમાં કે અરણ્યમાં નાના ફળદ્રુપ જમીનના ભાગો હોય છે તેને "**ઓએસીસ**" કહે છે. જેવો કે સહારાના રણમાં બિલ્મા.

**પર્વત.**—આસપાસના દેશ કરતાં જે જમીન ઘણી ઉંચી હોય છે તેને **પર્વત** (Mountain) કહે છે. જેવો કે હિમાલય. જે ભાગ થોડો ઉંચો હોય તેને **ડુંગર** કે **ટેકરી** (Hill) કહે છે. પર્વતો વચ્ચે જે સાંકડી નીચી જમીન હોય છે તેને **ખીણ** (Valley) કહે છે. જે પહાડમાંથી બળતું, ધુમાડો વિગેરે નિકળે છે તેને **જ્વાળામુખી** (બળતો પહાડ Volcano) કહે છે. જેવો કે, કોટોપેક્સી (એન્ડીઝમાં). પર્વતના સૌથી ઉંચા ભાગને **શિખર** કહે છે. પર્વતના સૌથી નીચા ભાગને "**તળેટી**" કહે છે.

**ઘાટ.**—બે પહાડોની વચ્ચેથી જવાના સાંકડા માર્ગને **ઘાટ** (Pass) કહે છે. જેવો કે **ખૈબર પાસ**.

**કિનારો.**—જે જગોએ દરિઓ તથા જમીન એકઠાં થાય તેને **કિનારો** (Coast) કહે છે.

# જમીનના ભાગો વિષે પરચુરણ જાણવાજોગ હકીકત.

પૃથ્વીની સપાટીના બે મોટા ભાગ કીધા છે,—**પૂર્વ ગોલાર્દ્ધ** અને **પશ્ચિમ ગોલાર્દ્ધ.** નકશામાં પૂર્વ દિશા તરફ જે ગોલાર્દ્ધ છે, તેને **પૂર્વ ગોલાર્દ્ધ** કહે છે. પશ્ચિમ દિશા તરફ જે ગોલાર્દ્ધ છે, તેને **પશ્ચિમ ગોલાર્દ્ધ** કહે છે.

વળી પૃથ્વી ઉપર જે જમીન છે તે **જુની દુનિઆ** તથા **નવી દુનિઆ**ને નામે પણ ઓળખાય છે. જુની દુનિઆમાં **એશ્યા, યૂરપ,** તથા **આફ્રિકા** છે. નવી દુનિઆમાં ઉત્તર તથા દક્ષિણ **અમેરિકા** છે. નવી દુનિઆ **કોલમ્બસ** નામના વહાણવટીએ ઇ. સ. ૧૪૯૨ માં શોધી કાઢી.

**ખંડો.** જમીનના છ મોટા ભાગો કીધેલા છે, જેને **ખંડો** કહે છે:—**એશ્યા, યૂરપ, આફ્રિકા,** ઉત્તર **અમેરિકા,** દક્ષિણ **અમેરિકા,** અને **ઓશિઆન્યા.** બધા ખંડોમાં એશ્યા સર્વથી મોટો છે. આખી પૃથ્વીની સપાટી ઉપર જેટલી જમીન છે તેનો એકતૃતિયાંશ કરતાં વધુ ભાગ એમાં સમાયલો છે. એશિઆનો એક દેશ ચીન છે તે દુનિઆમાં સર્વથી ભરવસ્તિવાળો છે. આખા યૂરપ કરતાં એકલા એ દેશમાં વસ્તી વધારે છે. **યૂરપ** નાનો ખંડ છે, પણ દ્રવ્ય તથા સુધારાને લીધે તે સર્વથી અગત્યનો છે. વ્યાપારના કામમાં એ સર્વથી આગળ પડતો છે. આફ્રિકા વિષે આપણને ઘણું ઓછું જ્ઞાન છે. રહેવાસીઓનો મોટો ભાગ જંગલી છે. બન્ને અમેરિકા ઘણા ફળદ્રુપ છે. લાખો યૂરોપીઓ ત્યાં જઇ વસે છે. ઓશિઆન્યા ઘણા ટાપુઓનો બનેલો છે. તે સર્વથી નાનો છે.

**દ્વીપો.**—મોટા મોટા દ્વીપો ખંડની પાસે આવેલા છે. ખંડોથી જે દૂર પડેલા છે તે ઘણું કરીને જ્વાળામુખી હોય છે. જાપાની બેટો હાલના સમયમાં હુન્નર, ઉદ્યોગ તથા લશ્કરી બળમાં ઘણા આગળ પડતા છે.

**દ્વીપકલ્પો.**—આફ્રિકામાં દ્વીપકલ્પો નથી. મોટે ભાગે દ્વીપકલ્પો દક્ષિણ તરફના હોય છે. માત્ર ચાર—લાબ્રાડોર, યૂકેટન, જ્યૂટલેંડ, અને કેપ યોર્ક દ્વીપકલ્પ ઉત્તર તરફ જાય છે.

**સંયોગી ભૂમિ.**—પૃથ્વી ઉપર પનામા તથા સૂએઝની સંયોગી ભૂમિઓ ઘણી અગત્યની છે. તેમોની દરેક બે બે ખંડોને સાંધે છે.

**ભૂશિરો.**—ભૂશિરો ખલાસીઓની નિશાનીઓ છે. દિવાદાંડીને માટે ભૂશિરો પસંદ કરવામાં આવે છે.

**પર્વતો.**—આખી દુનિઆમાં સર્વથી ઉંચો પહાડ હિંદુસ્તાનમાં **હિમાલય** છે તેમાં **એવરેસ્ટ** અથવા **ગૌરીશંકર**નું શિખર સર્વથી ઉંચું, ૨૯,૦૦૨ ફુટ છે.

યૂરપમાં સર્વથી ઉંચો પર્વત **આલ્પ્સ** છે. પર્વત વડે નદીની દિશા નક્કી થઇ શકે છે, અને તેઓ વાદળાંને રોકે છે, જે વડે ભીનાસ કાયમ રહે છે. દુનિઆમાં સૌથી મોટો જ્વાળામુખી પર્વત અમેરિકામાં **કોટોપેકસી** (એન્ડીઝ પર્વતમાં છે); યૂરપમાં સૌથી ઉંચો **એટના** (સીસીલીમાં) છે. પૃથ્વી ઉપર લગભગ ૭૦૦ જ્વાળામુખી પર્વતો છે, પણ હાલ તેમાં ૨૭૦ માંથી બળતું નિકળે છે. દુનિઆના બીજા બધા ભાગો કરતાં એવા પર્વતો જાવા બેટમાં ઘણા છે. કેટલાક જ્વાળામુખીમાંથી ઉકળતો કાદવ નિકળે છે. એવા કાદવથી સને ૧૮૯૩ માં જાપાનમાં એક આખું પરગણું સપડાઇ ગયું હતું. એને લીધે ધરતીકંપો થાય છે, જેથી યાતો જમીન ઉંચકાઇ આવે છે યાતો બેસી જાય છે.

## પાણીના ભાગો.

**મહાસાગર.**—ખારા પાણીના ઘણા મોટા ભાગને **મહાસાગર** (ocean) કહે છે. જેવો કે **પાસિફિક.**

**સમુદ્ર.**—મહાસાગરથી નાના ખારા પાણીના ભાગને **સમુદ્ર** (sea) કહે છે. જેવો કે અરબ્બી સમુદ્ર.

**ઉપસાગર.**—સમુદ્રનો પહોળો ભાગ જે જમીનમાં દૂર ગએલો ન હોય તેને **ઉપસાગર** (bay) કહે છે. જેવો કે બંગાળાનો ઉપસાગર.

**અખાત.**—સમુદ્રનો સાંકડો ભાગ જે જમીનમાં ઘણો દૂર સુધી ગયલો હોય તેને **અખાત** (gulf) કહે છે. જેવો કે ઈરાની અખાત.

**સરોવર.**—બધી તરફ જમીનથી વિંટલાયલા પાણીના ભાગને **સરોવર** (lake) કહે છે, જેવું કે બેઇકલ સરોવર.

**સામુદ્રધુની.**—પાણીના બે મોટા ભાગને સાંધનારો જે પાણીનો નાનો ભાગ તેને **સામુદ્રધુની** (Strait) કહે છે. જેવી કે **પાકની** સામુદ્રધુની. વધારે પહોળા ભાગને **ખાડી** (Channel) કહે છે.

**ન્હેર.**—વહાણો ચલાવવા માટે અથવા ખેતરોને પાણી પાવા માટે મનુષ્યકૃત જે પાણીનો રસ્તો હોય તેને **ન્હેર** (Canal) કહે છે. જેવી કે **સૂએઝની ન્હેર,** જે ભૂમધ્ય સમુદ્ર તથા રાતા સમુદ્રના પાણીને એકઠાં કરી દે છે.

**નદી.**—મીઠા પાણીનો જે પ્રવાહ પર્વતમાંથી કે સરોવરમાંથી નિકળી ઢળતી જગામાં થઇને સમુદ્રને, સરોવરને કે કોઇ બીજી નદીને જઇને મળે છે તેને **નદી** (River) કહે છે. જેવી કે તાપી, નર્મદા. જે જગોએથી નદી નિકળે છે તેને તેનું **મૂળ** કહે છે, ને જ્યાં તે મળે છે તેને **મુખ** કહે છે. એક નદીમાંથી બીજી નિકળી જે પોતાનો માર્ગ પકડી સમુદ્રને મળે છે તેને **શાખા** કહે છે. કોઇ પાણીનો ઝરો વહીને નદીને મળી જાય તેને **"ટ્રીબ્યુટરી"** કહે છે. જે જગોએ બે નદી એકઠી થાય તેને **સંગમ** કહે છે. નદીના બે મુખ્ય મુખ વચ્ચે, જે ત્રિકોણ આકારનો જમીનનો ભાગ હોય છે તેને **"ડેલ્ટા"** કહે છે. "ડેલ્ટા" એ ગ્રીક ભાષાનો ચોથો મૂળાક્ષર છે, ને તેની આકૃતિ ત્રિકોણને મળતી છે. કોઇ વખત નદીનું તળિયું ઘણું સીધું, ખડબચડું કે ખડકવાળું હોય છે. ને જ્યારે નદી તેના પ્રવાહમાં ખડક ઉપરથી પડે છે ત્યારે તેને **ધોધ** કહે છે. દુનિઆમાં સૌથી પ્રખ્યાત ધોધ **"નાએગ્રા"** અમેરિકામાં છે.

**આર્કીપેલેગો.**—ઘણા ટાપુવાળા દરિઆના ભાગને **આર્કીપેલેગો** કહે છે. જેવો કે **મલેશ્યા** અથવા **પૂર્વ હિંદી આર્કીપેલેગો.**

**બંદર.**—નદી કે સમુદ્રના કિનારા ઉપર જ્યાં વહાણો માલ ઉતારવા ભરવા જાય છે અથવા તોફાન વખતે આશ્રય માટે જાય છે તેને **બંદર** કહે છે.

## પાણીના ભાગો વિષે પરચુરણ જાણવાજોગ હકીકત.

**મહાસાગર.**—ખરૂં જોતાં મહાસાગર એકજ છે. અને જુની ને નવી દુનિઆ માત્ર મોટા ટાપુઓ છે. માત્ર સગવડ ખાતરજ જુદાં જુદાં નામો આપેલાં છે.—જેવાં કે. **પાસિફિક, આટ્લાન્ટિક, હિન્દી, આર્કટિક,** અને **એન્ટાર્કટીક.** સૌથી વધારેમાં વધારે મહાસાગરની ઉંડાઇ સને ૧૫૦૦ માં "નીરો" નામના એક યુનાઇટેડ સ્ટેઇટ્સના વહાણે ઉત્તર પાસિફિકમાં માપી હતી, ને તે ૫૧૯૦ અને ૫૨૬૯ ફેધમ માલમ પડી. એ મહાસાગર આટ્લાંટિકથી લગભગ બમણો મોટો છે, ને બીજા બધા કરતાં શાંત છે. આટ્લાંટિકની સરાસરી ઉંડાઇ બેથી સાડા ત્રણ માઇલ છે. હજી સુધીમાં જે શોધ લાગી છે તેમાં તેની ઉંડાઇ ૪૬૬૦ ફેધમ માલમ પડી છે, ને તે વેસ્ટ ઇંડીઝની ઉત્તરે છે. એને "વેપારની સડક" કહે છે ને એને કિનારે દુનિઆનાં મોટાં મોટાં બંદરો છે. હિંદી મહાસાગર આટ્લાંટિકનો બેતૃતિયાંશ છે. **આર્કટિક** મહાસાગર નીચો, ચપટો તથા બરફ

વાળો છે. એ હિંદી મહાસાગરને ચોથે હિસ્સે છે. એન્ટાર્કટિક આર્કટિક કરતાં વધારે ઉંડો છે. એની પડોસના ભાગોમાં નિરંતર શિયાળો રહે છે, અને બરફ કદી પીગળવા પામતું નથી.

**સમુદ્ર.**—દુનિઆમાં સૌથી મોટો સમુદ્ર **ભૂમધ્ય** સમુદ્ર છે. તે ઘણો ઉંડો છે, ને વ્યાપારને ઘણોજ ઉપયોગી છે. એના પૂર્વ ભાગને **લિવાન્ટ** કહે છે. જુની દુનિઆની મધ્યમાં આવવાથી તેને **ભૂમધ્ય** એવું નામ આપેલું છે. સૂએઝની ન્હેર ખોદાઇ ત્યારથી યૂરપ અને હિંદુસ્તાન વચ્ચેના માર્ગ માટે એ સમુદ્ર ઘણોજ ઉપયોગી થઇ પડયો છે. પ્રાચીન કાળની તમામ પ્રજાઓ એને કિનારે વસતી હતી. ભૂમધ્ય સમુદ્ર, રાતો સમુદ્ર, અને મેકિસકોનો અખાત એ ઠેકાણેનાં પાણી ઘણાં ખારાંછે. તેનું કારણ એ કે સૂર્યની વિશેષ ગરમી ત્યાં પડવાથી વિશેષ પાણી વરાળરૂપે જાય છે, ને આસપાસની નદીઓમાંથી મીઠું પાણી પ્રમાણમાં ઓછું આવે છે.

**સરોવર.**—ત્રણ કારણોને લીધે સરોવર બને છે. -(૧) જે જગોએ મહાસાગરની તળેની જમીન ઉંચકાઇ જાય છે ત્યારે છાલકા ભાગો સુકી જમીન થઇ જાય છે, ને ઉંડા ભાગોનાં સરોવર બની જાય છે. (૨) કુદરતી પોલા ભાગોમાં પાણીનો જમાવ થઇ જવાથી સરોવર થાય છે. (૩) નદીની ખાડીના વધારાનું પણ સરોવર થઇ શકે. સરોવરનું પાણી ખારૂં પણ હોય છે ને મીઠું પણ હોય છે, **કાસ્પિઅન** સમુદ્ર તથા **એરલ** સમુદ્ર ખારાં પાણીનાં સરોવર છે. કાસ્પિઅન સરોવર દુનિઆમાં સર્વથી મોટું છે; અમેરિકામાં **સુપીરીયર** સરોવર દુનિઆમાં સૌથી મોટું મીઠા પાણીનું સરોવર છે. કેટલેક ઠેકાણે પૃથ્વીમાંથી ઝરા ફૂટી નિકળે છે. તે ગરમ અથવા ઠંડા હોય છે; કેટલાક મીઠા હોય છે, ને કેટલાકમાં ઘણા કીમતી ઔષધના ગુણ રહેલા હોય છે; તે નદીનું રૂપ ધારણ કરે છે. સૌથી નીચાણમાં આવેલું **મૃત** સરોવર છે.

**નદી.**—નદીનું મૂળ કોઇ ઝરો હોય, અથવા બરફ પીગળી જવાથી પાણી વહે તે હોય, અથવા કોઇ સરોવરમાંથી પાણી વહી જાય તે હોય. નદીનું પાણી ચઢે તેને **ભરતી** કહે છે. ઉતરી જાય ત્યારે **ઓટ** કહે છે, અને તે ચંદ્ર સૂર્યના આકર્ષણથી થાય છે. નદી દરિઆનું પાણી સૂર્યની ગરમીથી વરાળરૂપે થાય છે; તે વરાળ ઉંચી ચઢે છે, ને તેનાં વાદળાં બંધાય છે. એ પછી પર્વતના ઠંડા શિખરો, પવનો વિગેરે સાથે મળવાથી તેઓ ઘટ્ટ થાય છે, ને પછી ઓસ, વરસાદ, કે બરફરૂપે જમીન ઉપર પડે છે. વરસાદનું પાણી જમીનમાં સમાય છે, નદી દરિઆમાં જાય છે, ને પાછી એની એ ક્રિયા થયાં કરે છે. દુનિઆમાં સૌથી લાંબી નદી **મિસિસિપી—મિસૂરિ** છે ને તે ૪૦૦૦ માઇલ લાંબી છે; **નીલ** નદી ૩૬૭૦ માઇલ લાંબી છે. એશ્યાની લાંબામાં લાંબી નદી **યાંગસિકિયાંગ** છે, ને તે ૩૩૦૦

માઇલ લાંબી છે; યૂરપની લાંબામાં લાંબી નદી **વોલ્ગા** છે ને તે ૨૩૦૦ માઇલ લાંબી છે; પણ લંબાઇ પહોળાઇનો એકંદર વિચાર લેતાં દક્ષિણ અમેરિકામાં **એમેઝોન** નદી સૌથી મોટી છે. એ નદીનો ૨,૩૨૦,૦૦૦ ચોરસ માઇલ વિસ્તાર છે. **ટેમ્સ** ઘણી નાની નદી છે. તે ૨૧૦ માઇલજ લાંબી છે, પણ વેપારને માટે દુનિઆંમાં બધી નદીઓ કરતાં અગત્યની છે. હિંદુસ્તાનમાં **ગંગા** નદીને હિંદુઓ પવિત્ર ગણે છે. ગરમમાં ગરમ ઊન્હાળામાં પણ એના પાણી ખૂટતાં નથી. ઘણી ન્હેરો મારફત તેમાંથી પાણી વપરાય છે, ને હજારો માઇલ સુધીની જમીનને એ નદી પાણી પુરૂં પાડી ફળદ્રુપ કરે છે.

---

ઉપર જણાવેલા જમીન તથા પાણીના ભાગોમાં કેટલાક એક એકથી ઉલટા છે :—

| | |
|---|---|
| ખંડ. | મહાસાગર. |
| દેશ. | સમુદ્ર. |
| પહાડ. | નદી. |
| ડુંગર. | સરોવર. |
| દ્વીપકલ્પ. | અખાત અથવા ઉપસાગર. |
| સંયોગી ભૂમિ. | સામુદ્રધુની. |
| ભૂશિર. | ખાડી. |

---

# એશ્યા ખંડ.

( સામાન્ય વર્ણન ).

**સ્થળ.** —એશ્યા ખંડ જુની દુનિઆનો પૂર્વ તરફનો અર્ધો ભાગ છે. તે પશ્ચિમ તરફ યૂરપ સાથે તથા નૈઋત્ય તરફ આફ્રિકા સાથે સંધાયલો છે; અમેરિકાથી બેરિંગની સામુદ્રધુનીથી જુદો પડેલો છે, તથા ઓસ્ટ્રેલ્યાથી પાસિફિક તથા હિંદી મહાસાગરના ભાગોથી જુદો પડેલો છે.

**ખાસ હકીકત.**—બધા ખંડોમાં એશ્યા સર્વથી મોટો છે. પૃથ્વી ઉપર જેટલી જમીન છે તેનો એકતૃતીયાંશ એ ખંડમાં સમાયલો છે. આખી દુનિઆમાં જેટલી વસ્તી છે તેનો અર્ધા કરતાં વધારે ભાગ એ ખંડમાં વસે છે. મનુષ્યજાતનું અસલ સ્થળ એજ ખંડ છે, અને એમાંથીજ લોકો બીજા ખંડોમાં જઇને વસ્યા. જે સમયમાં યૂરપ ખંડ છેક જંગલી અવસ્થામાં હતો તે સમયમાં આ ખંડના લોકો ઘણા સુધરેલા હતા, પણ ઘણી સદી સુધી એ ખંડ આગળ વધ્યો નહિ. માત્ર થોડોક સમય થયાં તે કુંભકર્ણની નિદ્રામાંથી જાગૃત થયો છે. પહેલી જાગૃતિ જાપાનમાં આવી, અને તેણે પોતાના લશ્કરી બળમાં, હુન્નર ઉદ્યોગમાં, તથા વ્યાપારમાં એટલો તો વધારો કીધો કે તે જોઇને દુનિઆના લોકો છક થઇ ગયા. હવે ચીનમાં જાગૃતિ આવતી જાય છે. ઇરાનમાં રાજ્યકારોબારની બાબતમાં રૈયતની સામિલગીરી થઇ ચુકી છે. એ ખંડનો અર્ધા કરતાં વધારે ભાગ યૂરપી રાજ્યકર્ત્તાઓના સ્વાધીનમાં છે. રાજ્ય કરતી પ્રજાઓમાં મુખ્ય અંગ્રેજ, રશ્યન, તુર્કી, ચીનાઇ, જાપાની, ફ્રેન્ચ તથા ઇરાની છે.

આખી દુનિઆમાં એશ્યામાં સર્વથી ઉંચા પહાડો છે ( હિમાલય ); સૌથી નીચાણમાં આવેલી જમીન છે ( જોરડન નદીની ખીણનો ભાગ ); સૌથી ઉંચામાં ઉંચો પ્રદેશ છે (ટીબેટ); સૌથી મોટું સરોવર છે (કાસ્પીઅન); સૌથી ભરવસ્તીવાળા દેશો છે ( ચીન અને હિંદુસ્તાન ).

**ધર્મ.**—એમાં મુખ્ય ધર્મો **હિંદુ** (હિંદુસ્તાનમાં); **બુદ્ધ** (ચીન, જાપાન તથા સિંહલદ્વીપમાં); **ઇસ્લામી** (તુર્કી રાજ્ય તથા હિંદુસ્તાનમાં);

**જરથુસ્તી** (પારસીઓમાં); અને **ખ્રીસ્તી** (આર્મીનીઆ તથા યૂરપીઓમાં).

**સીમા.**—ઉત્તરે, ઉત્તર મહાસાગર; પૂર્વે, પાસિફિક મહાસાગર; દક્ષિણે, હિંદી મહાસાગર; અને પશ્ચિમે, રાતો સમુદ્ર, સુએઝની સંયોગીભૂમિ, ભૂમધ્ય સમુદ્ર, ઇજીઅન સમુદ્ર, માર્મરાનો સમુદ્ર, કાળો સમુદ્ર, કોકેસસ પર્વત, કાસ્પિઅન સમુદ્ર, ઉરલ નદી, તથા ઉરલ પર્વત.

**ક્ષેત્રફળ તથા વસ્તી.**—એનું ક્ષેત્રફળ લગભગ એક કરોડ સિત્તેર લાખ ચોરસ માઇલ છે. સૌથી વધારેમાં વધારે લંબાઇ બાબેલમાંડેબથી બેરિંગની સામુદ્રધુની સુધી ૭૭૦૦ માઇલ છે; સૌથી વધારેમાં વધારે પહોળાઇ સેવેરો ભૂશિરથી રોમાન્યા ભૂશિર સુધી ૫૩૦૦ માઇલ છે. એની કીનારાની લીટીનું લંબાઇમાં માપ કીધું હોય તો છત્રીસ હજાર માઇલ છે, જે યૂરપ કરતાં ઘણી ઓછી છે. એશયાની વસ્તી લગભગ પંચ્યાસી કરોડની છે.

---

## રાજકીય વિભાગો:—

# ૧. भरतखंडनुं राज्य.

(અ) ખુદ અંગ્રેજ સરકારની સત્તા નીચે:—

(૧) **બંગાલ**; મુ. શે. **કલકત્તા.**

(૨) **પૂર્વ બંગાલ તથા આસામ**; મુ. શે. **શિલાંગ.**

(૩) **આગ્રા તથા આઉદના સંયુક્ત પ્રાન્તો** (યુનાઇટેડ પ્રોવિન્સિસ); મુ. શે. **અલાહબાદ.**

(૪) **પંજાબ**; મુ. શે. **લાહોર.**

(૫) **બ્રહ્મદેશ**; મુ. શે. **રંગૂન.**

(૬) **મુંબઇ ઇલાકો**; મુ. શે. **મુંબઈ.**

(૭) **મદ્રાસ ઇલાકો**; મુ. શે. **મદ્રાસ.**

(૮) **મધ્ય પ્રાન્તો તથા વરાડ**; મુ. શે. **નાગપુર.**

(૯) **નૉર્થ ઊવેસ્ટર્ન પ્રૉવિન્સિસ** (વાયવ્ય-સરહદના પ્રાન્તો); મુ. શે. **પેશાવર.**

(૧૦) **બ્રિટિશ બલુચિસ્તાન**; મુ. શે. **કવેટા.**
(૧૧) **અજમેર-મેરવારા**; મુ. શે. **અજમેર.**
(૧૨) **કુર્ગ**; મુ. શે. **મર્કારા.**
(૧૩) **સિલોન** ( સિંહલદ્વીપ અથવા લંકા બેટ ). મુ. શે. **કોલમ્બો.**
(૧૪) **આન્દામાન તથા નિકોબાર ટાપુઓ**; મુ. શે. **પોર્ટ બ્લેર.**

(આ) **દેશી રાજ્યો.**—તેઓ એકંદર ૬૫૦ ને સુમારે છે, પણ તેમાં ઘણાં અગત્યનાં તેર છે :—કાશ્મીર, પતિઆળા, જોધપુર, જેપુર, ભરતપૂર, ગ્વાલિયર ( સિંધિઆનું ), ઉદેપુર, ઈંદોર ( હોલ્કરનું ), ભોપાળ, વડોદરા ( ગાયકવાડનું), હૈદ્રાબાદ ( નિઝામનું ), મ્હૈસૂર, અને ત્રાવણકોર.

( ઇ ) **સ્વતંત્ર રાજ્યો** :—નેપાળ અને ભૂતાન ( ઉત્તરમાં ).

( ઉ ) **પરદેશી રાજ્યો :—ફ્રેન્ચોને તાબે**—ચંદ્રનગર (કલકત્તાની પાસે), યેનાન (ગોદાવરીના મુખ આગળ), પોન્ડિચરી તથા કેરિકલ ( મદ્રાસની દક્ષિણ તરફ ), માહી ( કુર્ગની દક્ષિણે ). **ફિરંગીઓને** તાબે—ગોવા, દમ્મણ ને દીવ ( પશ્ચિમ કિનારે ).

## ૨. **हिंदी-चीन.**—( ફર્ધર ઇન્ડિઆ ).

(અ) **કામ્બોડિઆ**; મુ. શે. **યૂડોંગ. કોચિન-ચીન**; મુ. શે. **સાઇજોન. આનામ**; મુ. શે. **હ્યૂએ. ટોંકિંગ**; મુ૦ શે૦ **હોનોઇ.** એ બધાં ફ્રેન્ચોના તાબામાં છે.

(આ) **સીઆમ**; મુ. શે. **બાંકોક.** એ સ્વતંત્ર રાજ્ય છે.

(ઇ) **સ્ટ્રેઈટ્સ સેટ્લમેન્ટ્સ તથા પ્રોવિન્સ વેલ્સ્લે.** એ બ્રિટિશોને તાબે છે.

(૭) ફેડરેટેડ મલે સ્ટેટ્સ; મુ. શે. પેરા. એ દેશી રાજ્યો છે.

૩. तुर्कस्तान.—મુ. શે. સ્મર્ના; બીજા શેહેરો—અર્ઝરૂમ, અલેપ્પો, જેરૂસલેમ, મોસલ, બગદાદ.

૪. अरबस्तान.—(૧) તુર્કિ અરબસ્તાન, મુખ્ય પ્રાન્ત હેડજાઝ, મુ. શે. મક્કા; યેમેન, મુ. શે. મોખ્ખા. (૨) મિસરી અરબસ્તાન. (૩) બ્રિટિશ અરબસ્તાન, મુ. શે. એડન. (૪) દેશી રાજ્ય, મુ. શે. મસ્કત. એ શિવાય એમાં જીદ્દા, મદીના, યેમ્બો વિગેરે શેહેરો છે.

૫. इरान.—મુ. શે. તહેરાન; બીજાં શેહેરો—ટેબ્રીઝ, ઉરૂમીયા, ઇસ્પહાન, શિરાઝ, બુશીર, બંદર આબાસ, આસ્ત્રાબાદ વિગેરે.

૬. आफघानिस्तान.—મુ. શે. કાબૂલ; બીજાં શેહેરો—કંદહાર, ગીજની, જલાલાબાદ, હેરાત, અને બલ્ખ.

૭. चीनाइ राज्य.—એના પેટા ભાગો:—(૧) શુદ્ધ ચીન, મુ. શે. પેકીન અથવા પેકિંગ; બીજાં શેહેરો—ટીન્સીન, હાંકાઉ, નાન્કીન, નિંગ્પો, શેંઘાઇ, ફુચ્ચુ, એમોય, સ્વાટો, અને કંતાન. (૨) ટિબેટ, મુ. શે. લાસા. (૩) પૂર્વ તુર્કસ્તાન, મુ. શે. યાર્કેન્ડ; કાશગર. (૪) મંગોલિઆ, મુ. શે. ઉર્ગા; મૈમાચીન. (૫) મન્ચૂરિઆ, મુ. શે. મૂકદન; બીજાં શેહેરો—કિરિનુલા, સઘેલિઅનુલા, હાર્બિન, તાલિએવાન, ડાલ્નિ, અને પોર્ટ આર્થર.

૮. कोरीआ.—મુ. શે. સીઉલ.

૯. जापान અથવા निप्पोन.—મુ. શે. ટોકીઓ અથવા યેડ્ડો; બીજાં શેહેરો—ઓસાકા, કીઓટો, યોકોહામા, કોબી, નાગાસાકી, મૅટ્સમઇ, હાકોડેટ.

**૧૦. રુશ્યાનું રાજ્ય.**—એના પેટા ભાગો :—**સાઇબારયા,** મુ. શે. **ટોબેલ્સ્ક ;** બીજાં શેહેરો—**આર્કુસ્ક,** ઇર્કુટ્સ્ક, યાકુટ્સ્ક, યેનિસીસ્ક, ઓખોટ્સ્ક. (૨) **પશ્ચિમ તુર્કસ્તાન,** મુ. શે. બોખારા ; બીજાં શેહેરો—ખીવ, ખોકન, આસ્કાબાદ, સમરકંદ, ટાશ્કંડ, મર્વ. (૩) **કૉકેસસ પ્રાન્તો,** મુ. શે. **ટિફ્લીસ ;** બીજાં શેહેરો—એરિવાન, **કાર્સ,** બાકુ.

**૧૧. પૂર્વ હિન્દી બેટો.**—**મોટા સંડા ટાપુઓ ; નાના સંડા** ટાપુઓ ; **મલાક્કા** બેટ, **ફિલિપ્પાઇન** બેટ.

**સમુદ્રો, અખાતો,** તથા **ઉપસાગરો.**—ઉત્તરે, ઉત્તર મહાસાગરમાં **ઓબીનો** અખાત, ટઝનો અખાત, અને **ચેનીસેઇનો** અખાત ; **અને ખટંગા, બોરખાયા, યાના,** અને **ચૌનના** ઉપસાગરો. પૂર્વે, પાસિફિક મહાસાગરમાં, **અનાદીરનો** અખાત, **બેરિંગ** સમુદ્ર, **ઓખોટસ્કનો** સમુદ્ર, **જાપાની** સમુદ્ર, **પીળો** અથવા **હુવાંગહાઇ** સમુદ્ર, અને એની સાથે **લીઓટંગ** તથા **પેચીલીના** અખાતો ; **ચીનાઇ** સમુદ્ર ને એની સાથે **ટોંકીંગનો** અખાત ; તથા **સીઆમનો** અખાત. દક્ષિણે, હિંદી મહાસાગરમાં **માર્ટાબાનનો** અખાત, **બંગાળાનો** ઉપસાગર, **મનારનો** અખાત, **અરબી** સમુદ્ર ને એની સાથે **માનનો** અખાત તથા **ઇરાની** અખાત, અને **એડનનો** અખાત. પશ્ચિમે, **રાતો** સમુદ્ર ને એની સાથે **અકાબાનો** અખાત; **ભૂમધ્ય** સમુદ્ર, **ઇજીઅન** સમુદ્ર, **માર્મરાનો** સમુદ્ર, અને **કાળો** સમુદ્ર.

**સામુદ્રધુનીઓ.**—**બેરિંગની** સામુદ્રધુની, એ છત્રીસ માઇલ પહોળી ને એશ્યાને અમેરિકાથી જૂદો પાડે છે ; **લા પેરૂસની** સામુદ્રધુની, **સઘેલ્યન** તથા યેઝઝોના ટાંપુઓની વચ્ચે ; **કોરીઆ ચેનલ,** જાપાની અને પીળા સમુદ્રને જોડે છે; **ફૉરમોસાની** સામુદ્રધુની, ફૉરમોસા તથા ચીનની વચ્ચે; **હેઇનાનની** સામુદ્રધુની, હેઇનાન તથાં ચીનની વચ્ચે ; **મલાક્કાની** સામુદ્રધુની, મલાક્કા ને **સુમાત્રાની** વચ્ચે; **પાકની** સામુદ્રધુની, હિન્દુસ્તાન ને સિંહલદ્વીપની વચ્ચે; **ઓરમઝની** સામુદ્રધુની એ ઇરાની

અખાતમાં પેસવાનો માર્ગ છે; **બાબેલ માન્ડેબ**ની સામુદ્રધુની, એ રાતા સમુદ્રમાં પેસવાનો માર્ગ છે.

**ભૂશિરો.**—**ચેલ્યુસ્કિન, સેવેરો** અથવા **ઇશાન** ભૂશિર, એ સાઇબીરિઆની ઉત્તરે; **પૂર્વ** ભૂશિર, (હાલ પાછું તેનું નામ **ડેશનેફ** રાખવામાં આવ્યું છે) બેરિંગની સામુદ્રધુનીમાં; **લોપાટકા**, કામચાટકાની દક્ષિણે; **નોટોરો**, સઘેલ્યનની દક્ષિણે; **નોશ્યાપ**, યેઝઝોની પૂર્વે; **કિંગ**, જાપાનની પૂર્વે; **અંગાનો**, લૂઝોનની પૂર્વે; **કામ્બોડિઆ**, ફ્રેન્ચ કોચીનચીનમાં; **રોમાન્યા**, મલાયાના દ્વીપકલ્પની દક્ષિણે; **નીગ્રેઇસ**, બ્રહ્મદેશમાં; **ડોન્દ્રા**, સિંહલદ્વીપમાં; **કોમોરીન** (કન્યાકુમારી) હિન્દુસ્તાનની દક્ષિણે; **રાસલહદ**, અરબસ્તાનના અગ્નિ કોણમાં; **બાબા**, એશ્યા માઇનરની પશ્ચિમે.

**ટાપુઓ.**—એશ્યાના ટાપુઓ બીજા બધા ખંડના ટાપુઓ કરતાં વિસ્તારમાં તથા ફળદ્રુપતામાં ચઢિઆતા છે. ઉત્તર મહાસાગરમાં **એનજુ** અથવા **ન્યૂ સાઇબીરીયા, લીયાખોવ**, અને **રેંગલ લેન્ડ**. પાસિફિક મહાસાગરમાં—**કયુરાઇલ, સઘેલ્યન, જાપાની** બેટો, **લ્યુકયુ** અથવા **ચુકયુ, ફોરમોસા**, અને **હેઇનાન; હોંકોંગ; મલેશ્યા**, (એના પેટામાં **ફિલિપ્પાઇન, પેલ્યૂ, કેરોલાઇન, મારીએન** અથવા **લાડ્રોન**); **ન્યૂ ગિનિ, મોલક્કાસ, સેલિબીઝ, બોર્નિઓ, જાવા, સુમાત્રા, સિંગાપોર**, રોમાન્યા ભૂશિર આગળ; હિન્દી મહાસાગરમાં—**મર્ગ્વિ આર્કિપેલેગો, આન્દામાન**, અને **નિકોબાર** એ ત્રણ પૂર્વમાં, **સિંહલ દ્વીપ** દક્ષિણે; અને **માલ દ્વીપ** અને **લક્ષ દ્વીપ**, હિન્દુસ્તાનની નૈઋત્યમાં; **પેરીમ**, બાબલ માન્ડેબની સામુદ્રધુનીમાં; ભૂમધ્ય સમુદ્રમાં—**સાઇપ્રસ**, રોડસ, **ખીઓસ**, અને **મીટીલીન.**

**દ્વીપકલ્પો.**—**એશ્યા માઇનર**, પશ્ચિમે; **અરબસ્તાન, હિંદુસ્તાન**, તથા **મલાયા**, દક્ષિણે; **કોરીઆ** અને **કામચાટકા**, પૂર્વે.

**મેદાનો.**—**સાઇબીરિઆનું** મેદાન. એ મેદાનમાં કાસ્પિઅન સમુદ્રની દક્ષિણેથી કોલીમા નદીના મુખ સુધી એક લીટી દોરી હોય તેની

ઉત્તરનો **તમામ** એશ્યાનો ભાગ આવી જાય છે. ઉંચા ભાગોને "**સ્ટેપીઝ**" કહે છે, અને નીચા ભાગોને "**ટંડ્રાસ**" કહે છે એ મેદાનની સપાટી હમેશાં બરફથી ઢંકી ગયલી રહે છે. **મેસાપોટેમ્યાનું** મેદાન, એ યુફ્રેટીઝ અને ટાઇગ્રીસનો પ્રદેશ છે; એ ફળદ્રુપ છે, પણ એમાં જોઇએ તેવી કોઇ ખેતી કરતું નથી. **હિંદુસ્તાનનું મોટું મેદાન,** એ સિંધુ, ગંગા, અને બ્રહ્મપુત્રાના નીચેના ભાગનો પ્રદેશ છે. એ ઘણુંજ ફળદ્રુપ છે, ને એમાં ઘાડી વસ્તી છે. **ચીનનો નીચો પ્રદેશ,** એ શુદ્ધ ચીનની ઇશાને. એ પણ ફળદ્રુપ છે, અને પૃથ્વી ઉપરના અતિ ઘાડી વસ્તીવાળા મુલકોમાંનો એ એક પ્રદેશ છે.

**ઉચ્ચ પ્રદેશો.**—એશ્યાનો **મધ્ય ઉચ્ચ પ્રદેશ**—એ હિમાલયથી ઉત્તર તરફ ૧૫૦૦ માઇલ ફેલાયલો છે; તેની ઉંચાઇ સરાસરી ૧૩૦૦૦ ફીટ છે, ને તે દુનિઆમાં સૌથી મોટો છે. સૌથી ઉચ્ચ પ્રદેશો **ટિબેટ,** અને **પામર** છે, જેને તુર્કી લોકો "દુનિઆની અગાસી" કહે છે. એ ઉચ્ચ પ્રદેશની ઉંચાઇ યૂરપના ઉંચામાં ઉંચા પહાડો જેટલી છે. **અફઘાનીસ્તાન,** એની ઉંચાઇ એક માઇલ કરતાં વધુ છે. **મંગોલિયા** અને **ઇરાન**ના ઉચ્ચ પ્રદેશો લગભગ પોણો માઇલ ઉંચાઇમાં છે. એ સિવાય હિંદુસ્તાનમાં **દક્ષણ,** અરબસ્તાનમાં **નેજેડ,** અને **એશ્યા માઇનર,** એ કંઇક ઉતરતા ઉચ્ચ પ્રદેશો છે.

**રણો.**—**સીરીઆનું** રણ, એ લેબેનનની પૂર્વે છે; **ગોબી** અથવા **શામોનું** રણ, એ મંગોલીઆની દક્ષિણે છે; એની રેતી કોઇક વખત એટલી જબરી ઉડે છે કે તેથી શેહેરનાં શેહેરો દટાઇ જાય છે. **અરબસ્તાનનું** રણ,—એના સૌથી ઉત્તર ભાગને "નેફુડ" કહે છે, મોટું **હિંદી** રણ, એ સિંધુ નદીની પૂર્વે છે.

**પર્વતો.**—**હિમાલય** પર્વત—એ દુનિઆમાં સૌથી ઉંચો છે; એના સૌથી ઉંચા શિખરને **ગૌરીશંકર** અથવા **એવરેસ્ટ** કહે છે, ને તેની ઉંચાઇ લગભગ સાડાપાંચ માઇલ છે. **આલ્તાઇ,** એ ચીનાઇ રાજ્યની ઉત્તરે છે; **કોકેસસ,** કાસ્પિઅન અને કાળા સમુદ્રની વચ્ચે; **ઉરલ,** એશ્યા અને યૂરપની વચ્ચે; આલ્તાઇ પર્વત જેમ જેમ પૂર્વે તરફ જતો

જાય છે, તેમ તેમ તે જુદાં નામોથી ઓળખાય છે. **એબ્લોનોઇ** અને **સ્ટાનોવોઇ.** મોટી મધ્ય ભાગમાં આવેલી પહાડોની હારના એશયાઇ તુર્કસ્તાનમાંના ભાગને **તૌરસ** કહે છે; ઇરાનમાંના ભાગને **એલ્બુર્ઝ** કહે છે; અફ્ઘાનીસ્તાનમાંના ભાગને **હિંદુ કુશ** કહે છે; કાશ્મીરના ઉત્તર ભાગમાં છે તેને **કારાકોરમ** કહે છે; અને ટિબેટની ઉત્તરમાં આવેલા ભાગને **કવેનલૂન** કહે છે; **થીઆન શાન** પર્વત, કવેનલૂન અને આલ્તાઇની વચ્ચે લગભગ સરખે અંતરે છે.

**જ્વાળામુખી પર્વતો.**— એશયાના જ્વાળામુખી પર્વતો મુખ્યત્વે કરીને પૂર્વમાં કિનારા પાસે આવેલા છે. તેમાં બળતું નિકળતા ને સૌથી ઉંચા એ છે:—કામચાટકામાં, **કલુચ્ચેવ** (૧૫,૭૬૨ ફીટ ઉંચો) અને જાપાનમાં, **ફુચુસિ–યામા** (૧૨,૪૨૫ ફીટ ઉંચો).

**નદીઓ.**—ઉત્તર મહાસાગરમાં પડનારી :—**ઓબી**, **યેનીસેઇ**, **લેના**, **ખાટંગા**, **યાના**, અને **કોલીમા.** પાસિફિક મહાસાગરમાં પડનારી :—**અનાદીર**, **આમૂર**, **હોઆંગહો**, **યાંગસિકિયાંગ**, **સિકિયાંગ**, અથવા **કંતાન**, **મીકાંગ** અથવા **કામ્બોડીઆ**, અને **મીનામ.** હિંદી મહાસાગરમાં પડનારી:—**સાલ્વન**, **ઇરાવદી**, **બ્રહ્મપુત્રા**, **ગંગા**, **મહાનદી**, **ગોદાવરી**, **કૃષ્ણા**, **કાવેરી**, **તાપી**, **નર્મદા**, **સિંધુ**, **યૂફ્રેટીઝ** અને **ટાઇગ્રિસ**, ભૂમધ્ય સમુદ્રમાં પડનારી:—**ઓરોન્ટીસ.** કાળા સમુદ્રમાં પડનારી:—**કિઝિલ અર્મક.** ખંડના વચલા ભાગમાં પડનારી:—**ઊરલ** અને **કુર**, કાસ્પિઅન સમુદ્રમાં; **સર દરિઆ** ને **આમુ દરિઆ** અથવા **ઓકસસ**, એરલ સમુદ્રમાં; **ઇલી**, બાલ્ખશ સરોવરમાં; **તરીમ**, લોબનોર સરોવરમાં; **હેલ્મંડ**, એ હામૂન અથવા શીસ્તન સરોવર (અફ્ઘાનિસ્તાન) માં પડે છે.

**સરોવરો.**—એશયાઇ રશયામાં **કાસ્પિઅન**, એ દુનિઆમાં સૌથી મોટું ખારા પાણીનું સરોવર છે. એની પૂર્વે **એરલ** સરોવર, એ બન્નેને સમુદ્ર પણ કહે છે. અસલ એ મહાસાગરના ભાગો હોવા જોઇએ. **બેઇકલ** સરોવર, એ એશયામાં સૌથી મોટું મીઠા પાણીનું સરોવર છે, અને દુનિઆમાં સૌથી ઉંડું ગણાય છે.

એથી નાનાં બીજાં સરોવરો :—**બાલ્ખશ,** એરલ સરોવરની પૂર્વે; **ઇસ્સિકકુલ,** (બાલ્ખશની દક્ષિણે); **ઊરૂમીઆ,** (ઇરાનમાં); **વાન, ટઝગોલ** અને **મૃત*** સરોવર (એશ્યાઇ તુર્કસ્તાનમાં) છે. **ટઝગોલ** દુનિઆમાં સૌથી ખારામાં ખારા પાણીનું સરોવર છે. **મૃત** સરોવર દરિઆની સપાટીથી ૧૩૦૦ ફીટ નીચું છે, એટલે દુનિઆમાં સૌથી નીચાણમાં છે; **લોબ નોર** પૂર્વ તુર્કસ્તાનમાં; **ટેંગ્રી નોર, પાલ્ટિ** અને **માન,** ટિબેટમાં; **શીસ્તન** અથવા **ઝૂરા,** અફઘાનિસ્તાન, બેલુચિસ્તાન, તથા ઇરાનની સરહદ ઉપર છે; **ચિલ્કા** અને **કોલર,** હિન્દુસ્તાનમાં છે; **ટાંગટિંગ** અને **પોયાંગ,** ચીનમાં છે

**હવા :**—એશ્યાના અગ્નિ કોણ તરફની હવા ગરમ તથા ભીનાસવાળી છે; નૈઋત્ય તરફની હવા ગરમ તથા સૂકી છે; મધ્ય ભાગમાં ઉનાળામાં ગરમી પડે છે ને શિયાળામાં ઠંડી પડે છે; ઉત્તર ભાગ ઘણો ઠંડો છે.

**પ્રાણીઓ :**—એશ્યામાં જાત જાતનાં સંખ્યાબંધ પ્રાણીઓ થાય છે; હાથી, ઘોડા, ગેંડા, સિંહ, વાઘ, ઊંટ, કસ્તુરી મૃગ, ગાય, ભેંસ, રીંછ, ગધેડાં, શિયાળ, બકરાં, વિગેરે. એમાં જાત જાતનાં પક્ષીઓ તથા સર્પો થાય છે. રેશમના કીડા ગરમ હવામાં ઉછેરવામાં આવે છે.

**ખનિજ પદાર્થો :**—એશ્યા ધાતુઓ તથા જવાહીરોથી ભરપૂર છે. સોનું તથા રૂપું અને પ્લાટીનમ સાઇબીરીયામાંથી મળે છે; લોખંડ, સીસું, ત્રાંબુ, કોલસો, અને મીઠું ઘણા ભાગોમાંથી મળી આવે છે. જસત તથા પારો, ચીન, ટિબેટ તથા જાપાનમાંથી મળી આવે છે; પેટ્રોલ્યમ, કાસ્પિઅન સમુદ્ર ઉપર બાકુ આગળથી ઘણાજ મોટા જથામાં મળે છે, તથા બ્રહ્મદેશમાંથી પણ મળી આવે છે. હીરા, હિન્દુસ્તાનમાં સર્વથી ઉત્તમ થાય છે; માણેક તથા નીલમો બ્રહ્મ દેશ તથા સિંહલ દ્વીપમાં થાય છે, મોતી, સિંહલ દ્વીપના દરિઆમાં તથા ઇરાની અખાતમાં થાય છે.

**વનસ્પતિ :**—ચોખા દક્ષિણના દેશોમાં પુષ્કળ થાય છે; ઘઉં, જવ, અને ઓટ, વધારે ઉત્તરના ભાગમાં થાય છે. એશ્યાના દક્ષિણ ભાગોમાં

---

* એમાં માછલાં જીવતાં નથી તથા એને કાંઠે ઝાડ થતાં નથી તેથી એને **મૃત** સરોવર કહે છે

તેજાના ઘણા સરસ થાય છે; ચાહ, ચીન, જાપાન, હિન્દુસ્તાન, અને સિંહલ દ્વીપમાં પાકે છે; બુંદ, સિંહલ દ્વીપમાં, હિન્દુસ્તાનમાં અને અરબસ્તાનમાં થાય છે; મધ્ય ભાગમાં જાતજાતના મેવા પુષ્કળ થાય છે; રૂ અને ગળી, હિન્દુસ્તાનમાં થાય છે; તાડ અને શેરડી ગરમ ભાગોમાં થાય છે.

**વ્યાપાર:**—એશ્યા, યૂરપના જુદા જુદા દેશોમાં, ઇમારતી લાકડું, ઊન, રૂ, રેશમ, ચરબી, ચાહ, કાફી, તેજાના, ઘઉં, ચોખા તથા બીજાં અનાજો અને ઔષધીની વનસ્પતિઓ પુષ્કળ મોકલે છે. ઈંગ્લંડ, ફ્રાન્સ, જર્મનીમાંથી તૈયાર કાપડ, લોખંડનો સામાન, તૈયાર કીધેલી ઔષધીઓ, રસાયનો, રંગો, કાચકામ, લખવાનાં સાહિત્યો, વિગેરે પુષ્કળ વસ્તુઓ એશ્યામાં આવે છે. ખાંડનો પુષ્કળ જથો મોરીશસથી આવે છે, તેમજ બીટરૂટની ખાંડ જર્મનીથી આવે છે.

# एश्या खंडनुं विशेष वर्णन.

## (૧) બ્રિટિશ હિંદિ રાજ્ય.

**સીમા.**—ઉત્તરે, તુર્કસ્તાન તથા ટિબેટ; પૂર્વે, ચીન, મીકોંગ નદી, તથા સીઆમ; દક્ષિણે, મલાયાનો દ્વીપકલ્પ અને હિંદી મહાસાગર; પશ્ચિમે, બલુચિસ્તાન તથા અફઘાનિસ્તાન. હિંદુસ્તાન દ્વીપકલ્પને આકારે છે.

**ક્ષેત્રફળ.**—હિન્દની વધારેમાં વધારે લંબાઇ તથા વધારેમાં વધારે પહોળાઇ લગભગ એક સરખી છે. (૧૯૦૦ માઇલ. બ્રહ્મદેશ તથા દેશી રાજ્યો મળી કુલ ક્ષેત્રફળ ૧૭,૬૬,૬૪૨ ચોરસ માઇલ છે. બ્રિટિશ હિંદનું એકલાનું ૧૦,૮૭,૨૪૯ ચોરસ માઇલ, એટલે બ્રિટિશ ટાપુઓના કરતાં એનું ક્ષેત્રફળ ચૌદગણા કરતાં વધુ છે.

**કિનારાની લંબાઇ.**—હિંદના કિનારાની લંબાઇ આસરે ત્રણ હજાર માઇલ છે, અને બ્રહ્મદેશની સાથે લેતાં ચાર હજાર કરતાં વધારે માઇલ છે.

**મેદાનો** (Plains).—**મોટું હિન્દી ગંગા નદીનું મેદાન.** એ મેદાન આસપાસની ઊંચી જમીન ઉપરથી ને ખાસ કરીને હિમાલય પર્વત

ઉપરથી નદી મારફત જે હજારો વરસ થયાં કાદવ ઘસડાઇ આવેલો તેનું બનેલું છે. દર વરસ ચગું ઠરવાથી એ સપાટ રહે છે. હિંદમાં એ ઘણોજ અગત્યનો પ્રદેશ છે. એની હવા ગરમ છે અને તેની સાથે એમાં બ્રહ્મપુત્રા, ગંગા, તથા સિન્ધુ નદીઓ તથા બીજી નાની નાની નદીઓ વહે છે તેથી એ ભાગ ઘણો ફળદ્રુપ છે. એ સપાટ હોવાથી નદીઓ ધીમે ધીમે વહે છે ને તેથી વહાણો એમાં સેહેલાઇથી હંકારી શકાય છે. વળી રસ્તાઓ તથા રેલવે માટે એ સુગમ છે. એમાં નેહેરો પણ ઘણી છે. સૌથી મોટી ગંગા નદીની નેહેર છે જે હરદ્વારથી કાનપુર સુધી જાય છે. પાણી પુષ્કળ મળવાથી એ ભાગમાં ચોખા, મકાઇ, કઠોળ, તેલ કાઢવાનાં તમામ જાતનાં બીજો, અને ખાસ કરીને શેરડી પુષ્કળ પાકે છે. એ શિવાય સણ, અફીમ અને ગળીનો પાક ઘણો માતબર છે.

**પશ્ચિમ તરફનું મેદાન.**—એ પૂર્વે અરવલ્લી ટેકરીઓ અને પશ્ચિમે કિરથાર અને સુલેમાન પર્વતની વચમાં આવેલું છે, એ પણ સપાટ છે. એ દરિઆથી દૂર હોવાને લીધે એમાં ઊન્હાળામાં તાપ અને શિયાળામાં ટાઢ સખ્ત પડે છે. એમાં વરસાદ ઘણો થોડો પડે છે, કારણ કે બંગાળી અખાતમાંથી જે મોસમનો પવન આવે છે તેનું જોર પૂર આવતાં કમી થઇ જાય છે. સિંધમાં તો માત્ર બે ત્રણ ઈંચજ વરસાદ પડે છે. નદી ન હોવાથી અને વરસાદ ઘણો કમી પડવાથી થરના અને કચ્છના રણના ભાગ ઘણા ઉજડ છે. પંજાબમાં જે પાંચ નદીઓ (જેહેલમ, ચીનાબ, રાવી, બીઆસ, સતલજ) છે તેનું પાણી જમીનમાં સમાય છે તેથી તેઓ કુદરતી રીતે નેહેરોનું કામ બજાવે છે. મનુષ્યે પણ પોતાથી બનતું પ્રયત્ન કીધું છે. એ નદીઓ વડે એ પ્રદેશમાં જેવાં નેહેરનાં કામો કીધેલાં છે તેવાં આખી દુનિઆમાં કોઇ ઠેકાણે કીધાં નથી. જે પાક થાય છે તે એ નેહેરો વડેજ થાય છે ને પાણી કદી ખટવા પામતું નથી, કારણ કે હિમાલય ઉપરથી તેમાં મોટો જથો કાયમનો આવે છે. શિઆળામાં હવા સુકી હોવાને લીધે એમાં ઘઊંનો પાક હિંદના બીજા કોઇ પણ ભાગ કરતાં વિશેષ થાય છે. એમાં રૂ પણ પુષ્કળ પાકે છે.

દક્ષિણમાં **પૂર્વ ઘાટની તળેટી આગળનું મેદાન** પશ્ચિમ ઘાટના મેદાન કરતાં વધારે પહોળું અને વધારે ફળદ્રુપ છે

**ઉચ્ચ પ્રદેશો** (Plateaus).—(૧) **દક્ષિણ અથવા દખ્ખણનો ઉચ્ચ પ્રદેશ.** એ ત્રિકોણ આકૃતિનો છે. ઘણે ઠેકાણે તે દરિઆની સપાટીથી ૧૦૦૦ ફીટ ઉંચો છે, અને કોઇ કોઇ જગોએ, દાખલા તરીકે મ્હેસૂરમાં, તે ૩૦૦૦ ફીટ કરતાં પણ ઊંચો છે નદીઓ વહે છે તેની દિશા ઉપરથી આપણે કહી શકીએ છીએ કે એ પ્રદેશ પશ્ચિમથી પૂર્વ તરફ ઢળતો છે. એ વિંધ્યા પર્વત અને પૂર્વ અને પશ્ચિમ ઘાટની વચ્ચે આવેલો છે. એના ઘણા ભાગો ફળદ્રુપ છે. જમીન કાળી હોવાથી તે રૂને ઘણી માફક છે. (૨) **મધ્ય હિંદનો ઉચ્ચ પ્રદેશ.**—એ દખ્ખણની ઉત્તરે છે, પશ્ચિમે અરવલ્લી ટેકરીઓ સુધી અને દક્ષિણે વિન્ધ્યા સુધી. એના નૈઋત્ય ભાગને **માળવાનો ઉચ્ચ પ્રદેશ** કહે છે. એના લોકો શરીરે ઘણા જબરા છે.

**પર્વતો.**—( ઉત્તર તરફ ) **હિમાલય** અથવા **હિમાચળ**ની હારો ('હિમ' એટલે બરફ, ને 'આલય' એટલે ઠેકાણું). એના ઉપર નિરંતર બરફ રહે છે. એની લંબાઇ ૧૫૦૦ માઇલ છે અને પહોળાઇ ૧૫૦ માઇલ છે.

એ પર્વતની પેલી તરફ ટિબેટનો મોટો ઉચ્ચ પ્રદેશ છે જે દુનિઆમાં સર્વથી ઉંચો છે. એ પહાડની એકજ હાર નથી, પણ એક પાછળ એક એમ ત્રણ હારો છે. હિંદની તરફની હાર સૌથી નીચી છે. સંયુક્ત પ્રાન્તોમાં એને **શિવાલિક** કહે છે, અને વધારે દૂર પશ્ચિમ તરફ પંજાબમાં તેને '**સૉલ્ટ રેન્જ**' કહે છે. એનાં સૌથી ઉંચા શિખરો—**નંગ પર્વત, નંદા દેવિ,** અને **ધવલ ગિરિ** ચાર માઇલ કરતાં ઉંચાં છે. **એવરેસ્ટ** શિખર દુનિઆમાં સૌથી ઉંચું ૨૯,૦૦૨ ફુટ ઉંચું છે, અને **કાંચન જંગ** ૨૮,૦૦૦ ફુટ ઉંચું છે. એ પર્વતોમાં બીજા પર્વતોની માફક પહોળી અને ફળદ્રુપ ખીણો કે ઉચ્ચ પ્રદેશો નથી. માત્ર પશ્ચિમ તરફ એકજ સુંદર ખીણ છે જેને **કાશ્મીર**ની ખીણ કહે છે. એની તળેટી આગળ વનસ્પતિ ઘણી ઉગે છે, પણ ઉંચે જતાં માત્ર બરફજ બધે છે. એ પર્વતની ત્રણ હારોની પેલી તરફ પણ પહાડો છે. તેમાં મુખ્ય **કૈલાસ** અથવા **ગંગ્રી, કારા કોરમ, કવેન્લૂન,** અને **હિંદુ કુશ** છે.

**એ પહાડોથી શા શા લાભો થાય છે.**—એ પહાડો **વરસાદને** રોકે છે, એટલે હિંદી મહાસાગરમાંથી ચોમાસાનો પવન જે વરસાદ લાવે છે તે

હિંદની પેલી તરફ જવા પામતો નથી. એ પર્વતો એટલા ઉંચા છે કે વાદળાં તેઓને ઓળંગી જઇ શકતાં નથી તેથી તેઓ જે ભીનાસ આપે છે તે વરસાદ તથા બરફ રૂપે હિંદમાંજ રહે છે. હિમાલયની દક્ષિણ તરફ એ કારણને લીધે ઘણી નદીઓ અને ફળદ્રુપ મેદાનો, મોટાં શેહેરો તથા ઘાડી વસ્તી છે. બીજી બાજુએ વરસાદ પહોંચી શકતો નથી તેથી તેમાં નદીઓ નહિ જેવી છે. એ પ્રદેશ જે **ટિબેટ** કહેવાય છે તેમાં ખેતી પણ જુજ છે ને વસ્તી ઘણી થોડી છે. એ પહાડો વડે હિંદનાં મેદાનોને પુષ્કળ પાણી મળે છે. શિયાળામાં પુષ્કળ બરફથી એ પર્વતો ઢંકાઇ જાય છે ને વસંત ઋતુમાં તે પીગળી નદીઓને પુષ્કળ પાણી પુરૂં પાડે છે. એ પર્વતોની ઉત્તર તથા દક્ષિણ બન્ને બાજુએથી નદીઓ ઉત્પન્ન થાય છે જે હિંદનેજ લાભકર્ત્તા છે. આ બે નદીઓ **સિન્ધુ** અને **બ્રહ્મપુત્રા** છે. તેઓ પાછલા ભાગમાંથી માનસરોવરમાંથી નિકળે છે. સિન્ધુ ઇશાન તરફ વહે છે અને ત્યાંથી વળી જઇ દક્ષિણ તરફ હિંદમાં ઉતારી અરબ્બી સમુદ્રને મળે છે. બ્રહ્મપુત્રા પૂર્વ તરફ વહી પછી વળી જઇ દક્ષિણ તરફનો માર્ગ પકડે છે ને બંગાળી અખાતને મળે છે. એ ઉપરાંત બીજી નદીઓ **સતલજ, બીઆસ, રાવી, ચિનાબ** અને **જેહેલમ** પોતાનાં પાણી સિન્ધુ સાથે મેળવી દે છે. હિન્દુકુશમાંથી **કાબૂલ** નદી આવે છે. હિમાલયની હારના મધ્યભાગમાંથી મોટી **ગંગા** નદી નિકળે છે અને મેદાનને પુષ્કળ પાણી પુરૂં પાડી બંગાળી અખાતમાં પડે છે એમાં **જમના, રામગંગા, ગોગ્રા, ગંડક** વિગેરે નદીઓ મળે છે. હિમાલય વરસાદને હિંદની બહાર જતો અટકાવે છે એટલુંજ નહિ પણ ઉત્તર તરફથી ઠંડા પવનને અંદર આવવા દેતો નથી તેથી પાકને ઘણો લાભ થાય છે. એ પર્વતે હિંદને બીજા દેશોથી જુદોજ રાખ્યો છે. ઉત્તર તરફથી કોઇ પણ લશ્કર હિંદમાં આવી શકતું નથી.

**બીજા પર્વતો.—પશ્ચિમે સુલેમાન** તથા **કિરથાર** છે. એઓ ઘણા ઉંચા ન હોવાને લીધે ઉત્તર તરફના પવનને રોકી શકતા નથી. એ પર્વતોને ચોમાસાનો પવન પહોંચતો નથી તેથી એમાંથી નદીઓ ઉત્પન્ન થતી નથી ને ખેતી બની શકતી નથી. એ પર્વતો નીચા હોવાને લીધે ઓળંગાઇ શકે એવા છે. આફ્ઘાનિસ્તાન અને બલુચિસ્તાનમાંથી હિંદમાં આવવાના એમાં કેટલાક માર્ગો છે, તેમાં મુખ્ય ચાર છે:—**બોલાન પાસ, ગોમાલ પાસ, ટોકી પાસ,** અને **ખાઇબર પાસ.** આ બાજુએથી હિંદનું રક્ષણ કરવાનું છે ને તે કારણથી અંગ્રેજ સરકારે મોટા મોટા કિલ્લાઓ બાંધેલા છે. **ક્વેટા** શેહેર બોલાન પાસનું આફ્ઘાનિસ્તાન તરફનું નાકું છે અને ત્યાં જબરાં બાંધકામો છે. **પેશાવર** ખાઇબર પાસ આગળ છે તે પણ લશ્કરી મથક છે. આવી રીતે એ માર્ગો આગળ મોટા મોટા કિલ્લાઓ

બાંધીને દુશ્મનોને આવવાના માર્ગો બંધ કીધેલા છે. પહાડમાં રહેનારા લોકો હમેશાં મજબૂત બાંધાના હોય છે તેથી પંજાબના સીખ લોકો અને નેપાળના ગુરખાઓનું અંગ્રેજ સરકાર પાસે જબરૂં લશ્કર છે.

**પૂર્વ તરફના પહાડો:**—બ્રહ્મદેશનો પૂર્વ ભાગ પહાડી છે. તેમાં મુખ્ય પહાડો **શાન ટેકરીઓ ટિનાસરિમ યોમાસ, પટકાઇ,** અને **લુશાઇ** છે. આ પહાડો કંઇ ઉંચા નથી તેથી તે ઉપર થઇ લોકો આવ જા કરી શકે છે. છેલ્લા એમાંથી નદીઓ નિકળે છે તેમાં **ઇરાવદી** મુખ્ય છે.

**મધ્યમાં આવેલા પહાડો.**—**અરવલ્લી** ટેકરીઓ, રાજપુતાનામાં; **વિન્ધ્યા,** નર્મદાની ઉત્તરે; એનો દક્ષિણ તરફનો ઢોળાવ ઘણોજ સીધો છે; **સાતપુડા,** નર્મદા તથા તાપીની વચ્ચે છે.

**દક્ષિણ હિંદમાં આવેલા પહાડો.**—**પશ્ચિમ ઘાટ,** મલબાર કિનારે છે, અને એનું ઉંચામાં ઉંચું શિખર **મહાબલેશ્વર** છે; **પૂર્વઘાટ** પૂર્વ (કોરોમાંડલ) કિનારે; **નીલગિરિ,** એ પશ્ચિમ ઘાટનો દક્ષિણ છેડો છે.

**સમુદ્ર, અખાત,** વિગેરે.—**અરબ્બી** સમુદ્ર, કચ્છનું અખાત, તથા **ખંભાતનું** અખાત; પશ્ચિમે, **મનારનું** અખાત તથા **પાકની** સામુદ્રધુની હિંદ તથા સિંહલદ્વીપ વચ્ચે દક્ષિણે છે; **બંગાળાનો** ઉપસાગર પૂર્વે છે.

**ભૂશિરો.**—**કન્યાકુમારી** ભૂશિર, હિન્દની દક્ષિણે; **મોન્ઝ** ભૂશિર, સિંધની પશ્ચિમે; **દીવ,** કાઠિઆવાડની દક્ષિણે; **ડંડ્રા** સિંહલદ્વીપની દક્ષિણે; **પેડ્રો,** સિંહલદ્વીપની ઉત્તરે; **કાલીમીર,** કાવેરીના મુખ આગળ; **પાલ્મીરા,** મહાનદીના મુખની ઉત્તરે.

**દ્વીપો.**—**સિંહલ દ્વીપ,** હિન્દની દક્ષિણે; **લક્ષ દ્વીપ** તથા **માલ દ્વીપ,** પશ્ચિમ તરફ અરબ્બી સમુદ્રમાં; **આન્દામાન** (હિન્દના ગુન્હેગારોને દેશનિકાલ કરવાની જગા) તથા **નિકોબાર,** પૂર્વે બંગાળાના ઉપસાગરમાં; **મર્ગિવ** આર્કિપેલેગો, આન્દામાનની પૂર્વે દૂર.

**નદીઓ.**—**બ્રહ્મપુત્રા, ગંગા** અને **સિંધુ,** ઉત્તરમાં; **મહાનદી, ગોદાવરી, કૃષ્ણા,** અને **કાવેરી,** દક્ષિણની પૂર્વમાં વહે છે; **તાપી** અને **નર્મદા,** પશ્ચિમે.

**બ્રહ્મપુત્રા** ટિબેટમાંથી નિકળી, આસામ તથા બંગાળામાંથી વહી બંગાળાના ઉપસાગરમાં પડે છે. એનો જે ભાગ નેપાળ તથા ભૂતાનની ઉત્તરે આવેલો છે તેને **સાન્પુ** કહે છે. **ગંગા**—એ હિંદમાં સર્વથી મોટી નદી છે, ગઢવાલમાં હિમાલયના દક્ષિણ ઢોળાવમાં એક **ગૌમુખ** નામની ગુફામાંથી નિકળે છે. એની સાથે જમણી બાજુએ **જમના** હિમાલયમાંથી નિકળી અલાહબાદ આગળ, અને **ચંબલ** માળવામાંથી નિકળી આગ્રા આગળ મળી જાય છે; ડાબી બાજુએ **ગોગ્રા** હિમાલયમાંથી નિકળી તથા **સોન** વિંધ્યામાંથી નિકળી એની સાથે મળી જાય છે. બ્રહ્મપુત્રા તથા ગંગા ઢાકાથી થોડેક દૂર ભેગી થઇ બંગાળાના ઉપસાગરમાં પડે છે. એ ઠેકાણે એક મોટો ડેલ્ટા બની રહે છે ને તે ભાગને "સુંદર વન" કહે છે. એનું મુખ્ય મુખ **હુગ્લી** છે. ગંગા એ હિંદુઓની પવિત્ર નદી છે; એને કિનારે હરદ્વાર, અલહાબાદ, કાશી વિગેરે પવિત્ર સ્થળો છે જ્યાં દર વરસ હજારો યાત્રાળુઓ જાય છે. **સિંધુ**, હિમાલયમાંથી નિકળે છે, અને ટિબેટ, કાશ્મીર, પંજાબ, થરનું રણ તથા સિંધમાં થઇ અરબ્બી સમુદ્રને મળે છે. એની સાથે જમણી બાજુએ અફઘાનિસ્તાનમાંથી **કાબૂલ** નદી, અને ડાબી બાજુએ **સતલજ**, **બીઆસ**, **રાવી**, **ચિનાબ**, અને **જેહલમ** મળી જાય છે. એ નદીમાં મગરો ઘણા છે. **મહાનદી**, નાશક આગળથી નિકળી, **ગોદાવરી** પશ્ચિમ ઘાટમાંથી નિકળી, **કૃષ્ણા** મહાબળેશ્વરના ડુંગરમાંથી નિકળી, **કાવેરી** કુર્ગમાંથી વહી બંગાળાના ઉપસાગરને મળે છે. એ શિવાય **ઉત્તર પનાર** તથા **દક્ષિણ પનાર** મ્હેસુરમાંથી વહી બંગાળાના ઉપસાગરને મળે છે. **તાપી** સાતપુડામાંથી તથા નર્મદા વિંધ્યામાંથી નિકળી તથા **સાબરમતી** તથા **મહી** ગુજરાતમાંથી વહી અરબ્બી સમુદ્રમાં ખાંભાતના અખાતને મળે છે. **લુની** અરવલ્લીના પશ્ચિમ ભાગમાંથી વહી, કચ્છના રણમાં થઇ અરબ્બી સમુદ્રમાં પડે છે.

**સરોવરો.**—**ચિલ્કા**, ઓરિસ્સાને કિનારે છે; **કોલર** (મીઠા પાણીનું) ગોદાવરી તથા કૃષ્ણાની વચ્ચે છે; **પુલિકટ** કોરોમાંડલ કિનારે, મદ્રાસની ઉત્તરે છે; **સંભર**, ભરતખંડમાં ખારા પાણીનું સૌથી મોટું સરોવર, રાજપુતાનામાં છે; **સર**, રાજપુતાનામાં; **મંચૂર**, સિંધમાં; અને **વૂલર**, કાશ્મીરમાં છે.

**હવા.**—લગભગ અડધો ભરતખંડ ઉષ્ણ કટિબંધમાં આવેલો છે. તેથી ઉંચા પ્રદેશો શિવાયના તમામ ભાગમાં હવા ગરમ છે. મુખ્ય ત્રણ ઋતુઓ છે, શિયાળો, ઉન્હાળો, તથા ચોમાસું. સૌથી વધારે ગરમી કોરોમાંડલ કિનારે તથા મોટા પશ્ચિમ તરફના અરણ્યમાં પડે છે. ઉત્તર હિન્દમાં ઉન્હાળામાં ઘણો ગરમ પવન વાય છે.

**વરસાદ.**—સૌથી વધારે વરસાદ બ્રહ્મપુત્રા, હિમાલયના દક્ષિણ ઢલાણ, તથા દક્ષણના પશ્ચિમ કિનારા તરફ પડે છે. અરવલ્લી ટેકરીઓની પશ્ચિમે ઘણોજ થોડો વરસાદ પડે છે સૌથી ઓછો વરસાદ સિંધના ઉત્તર ભાગમાં આસરે બે ત્રણ ઈંચ આખી મોસમમાં પડે છે, અને સૌથી વધારે બંગાળાની ઇશાન દિશામાં ચરાપુંજીમાં સરાસરી પર૩ ઈંચ પડે છે. સને ૧૮૬૧ માં એ જગોએ ૮૦૫ ઈંચ વરસાદ પડયો હતો.

**વનસ્પતિ.**—ભરતખંડમાં વનસ્પતિ જાત જાતની તથા ઉત્તમ છે. **ચોખા** સૌથી વધુ બંગાળા, મદ્રાસ, મધ્યપ્રાંતો અને ઇરાવદીના પ્રાંતોમાં પાકે છે. અને તે એ દેશની એક તૃતીયાંશ વસ્તીનો મુખ્ય ખોરાક છે. **ઘઉં** પંજાબ, વાયવ્ય પ્રાંતો, અને અયોધ્યા, મધ્ય પ્રાંતો, અને ગુજરાતમાં ઘણા પાકે છે. બાજરી તથા જુવાર મધ્ય પ્રાંતોમાં થાય છે; એ શિવાય બીજાં અનાજો એ દેશના જુદા જુદા ભાગોમાં થાય છે; **રૂ**, ગુજરાત, કાઠિયાવાડ, વરાડ, મદ્રાસ, વાયવ્ય પ્રાંતો, પંજાબ, મધ્ય પ્રાંતો, દક્ષણ તથા બંગાળામાં ઉગે છે; **શેરડી** બંગાળા, વાયવ્ય પ્રાંતો તથા પંજાબમાં, **ગળી**, બંગાળા, મદ્રાસ અને વાયવ્ય પ્રાંતોમાં પાકે છે; **અફીણ**, પટના, બનારસ, માળવા, અને રાજપુતાનામાં પાકે છે. **સિંકોના** (જેની છાલમાંથી ક્વિનિન બને છે) નીલ ગિરિ અને દાર્જીલિંગમાં થાય છે; **ચાહ**, આસામ, દાર્જીલિંગ, ચિતાગોંગ, નીલ ગિરિ, પંજાબ, (કાંગરા પ્રાંત), વાયવ્ય પ્રાંતો તથા સિંહલ દ્વીપમાં પાકે છે; **કાફી** નીલ ગિરિ અને કુર્ગમાં થાય છે. **સાગનું** લાકડું પશ્ચિમ ઘાટ અને બ્રહ્મદેશમાં પુષ્કળ થાય છે. **તંબાકુ** બંગાળા, મદ્રાસ, અને ગુજરાતમાં થાય છે. **એલચી**, દક્ષણના દક્ષિણ ભાગમાં, **મરી** તથા બીજા તેજાના મલબાર કિનારે થાય છે.

**ખનિજ પદાર્થો.**—લોખંડ પુષ્કળ છે; કોલસો.—બંગાળા તથા મધ્ય હિન્દમાં જડે છે; સોનું મ્હૈસૂરમાંથી મળી આવે છે; ત્રાંબુ તથા બીજી ધાતુઓ જુજ છે; દક્ષણમાં ગોવલકોંડામાંથી **હીરા** મળી આવતા હતા. એની ખાણમાંથી "કોહીનૂર" હીરો ઇ. સ. ૧૫૧૫ માં મળ્યો હતો; **માણેક**, બ્રહ્મદેશમાંથી મળી આવે છે. **પેટ્રોલ્યમ** બ્રહ્મદેશમાં થાય છે.

**પ્રાણીઓ.**—હિન્દના મુખ્ય પ્રાણીઓ, વાઘ, હાથી, ચિત્તા, વરૂ, રીંછ, શિયાળ, ગાય, ભેંસ, વાંદરા વિગેરે છે; ઘેટાં, બકરાં પુષ્કળ છે; જાત

જાતના સાપો, તેમાં નાગ ઘણો ઝેરી છે; રેશમના કીડાઓ બંગાળામાં ઉછેરવામાં આવે છે; મગર, માછલીઓ, ઘણી નદીમાં પાકે છે; દરેક જાતના સુંદર પીછાંવાળાં પક્ષીઓ પણ ઘણાં થાય છે.

**વસ્તી, ભાષા, ધર્મ** વિગેરે.—હિન્દની વસ્તી લગભગ ત્રીસ કરોડની છે. એના પાંચ ભાગ પાડવામાં આવ્યા છે:—(૧) **અનાર્ય** જાત; (૨) **આર્ય** (બ્રાહ્મણ તથા રાજપૂતો); (૩) હિન્દુઓ; (૪) મુસલમાનો; (૫) પારસીઓ (ગુજરાતમાં). હિન્દમાં એકંદર ૧૧૮ ભાષા બોલાય છે. તેમાં **હિંદી, બંગાળી, હિંદુસ્તાની,** (ઉર્દુ). **દ્રાવીડી, તામિલ, ગુજરાતી, મરાઠી, પંજાબી, સિંધી,** વિગેરે મુખ્ય છે. મુખ્ય ધર્મો,—વૈદિક, ઇસ્લામી, બુદ્ધ (સિંહલ દ્વીપમાં), જૈન, જરથુસ્તી છે. મિશનરીઓ **ખ્રીસ્તી** ધર્મનો પ્રસાર કરે છે.

**વ્યાપાર.**—ઘણો ભાગ **ખેતી** કરે છે; નિકાસની મુખ્ય વસ્તુઓ રૂ, જ્યૂટ, ચોખા, જાત જાતનાં તેલનાં બીયાંઓ, અફીણ, ઘઉં, ચામડાં, ચાહ, ગળી, કાફી, ઉન, અને લાકડું છે. પરદેશમાંથી આવતી વસ્તુઓમાં કાપડ મુખ્ય છે; એ ઉપરાંત ધાતુ, સાંચાકામ, લોખંડના ઓજારો, ખાંડ, તથા જાત જાતનાં તેલો, દારૂ. હિન્દમાં સોના, રૂપા, તથા હાથી દાંતનાં કામો ઘણીજ ઉત્તમ કારીગીરીનાં બને છે.

**ઇતિહાસ.**—પ્રાચીન કાળમાં ભરતખંડમાં **અયોધ્યા** અને **હસ્તિનાપુર** કરીને બે સૌથી મોટા રાજ્યો હતાં. ત્યાર પછી લાંબે વખતે બુદ્ધ ધર્મ પાળનારા **અશોક** રાજાના વખતમાં **મગધ** પ્રખ્યાત થયું. ત્યાર બાદ સાર્વભૌમ રાજા વિક્રમાદિત્ય ઉજ્જનમાં પ્રખ્યાત થઇ ગયો. દક્ષિણમાં કેટલાંક રાજ્યો હતાં.

ઇ. સ. ૧૦૦૦ ને સુમારે મહમદ ગઝનીએ પહેલી હિન્દ ઉપર ચઢાઇ કીધી ને ઘણા હિન્દુ રાજાઓને તાબે કીધા. ઇ. સ. ૧૫૨૫ માં તાતારના રાજા **બાબરે** અફઘાન રાજ્યનો નાશ કીધો, ને પોતે દિલ્હી (હસ્તિનાપુર)ની ગાદીએ બેસી મુગલ રાજ્યની સ્થાપના કીધી. એ વંશના ઔરંગજેબ પાદશાહના વખતમાં લગભગ આખું હિન્દ મુગલાઇ રાજ્યના તાબામાં આવ્યું. પછી મરાઠાઓ રાજ્ય કરતી પ્રજા થઇ.

ઇ. સ. ૧૪૯૭માં **વાસ્કો ડી ગામા** નામના એક ફીરંગીએ કેઇપ ઑવ્ ગુડ હોપને માર્ગે પૂર્વ તરફ વહાણની મુસાફરી કીધી અને હિન્દ આવવાનો તે માર્ગ શોધી કાઢયો. પૂર્વ તરફનો વ્યાપાર લગભગ એક સદી સુધી તેઓએ એકહથ્થો કીધો. ત્યાર પછી **વલંદાઓ**એ અને તે પછી થોડે વરસે **અંગ્રેજો**એ વ્યાપારને માટે પગપેસારો કીધો. ઇ. સ. ૧૬૦૦ માં રાણી ઇલિઝાબેથે કેટલાક અંગ્રેજ વેપારીઓને હિન્દ સાથે વેપાર કરવાની પરવાનગી આપી. તેઓએ "**ઇસ્ટ ઇંડિઆ કંપની**" નામ ધારણ કરી પોતાનું પહેલું થાણું ૧૬૧૨ માં સુરતમાં કીધું. આ ઉપરથી સુરત "બ્રિટિશ રાજ્યના જન્મભૂમિ" કહેવાય છે. **ફ્રેન્ચો**એ પણ એવી એક ઇસ્ટ ઇંડિઆ કંપની સ્થાપી. એ કંપનીઓએ ધીમે ધીમે પોતાની રાજસત્તા પણ વધારી. પરસ્પરની અદેખાઇથી ફ્રેન્ચોએ હિન્દુસ્તાનમાંથી અંગ્રેજનો પગ કાઢવાની કોશિશ કીધી, પણ તેમાં તેઓની ફાવટ આવી નહિ. અંગ્રેજોની સત્તા વધતી ગઇ અને તેઓ દેશી રાજાનાં રાજ્યો કબજે કરતા ગયા. પ્લાસીના યુદ્ધમાં તેઓ વિજયી થયા તેથી મુગલાઇ રાજ્યનો પાયો નબળો પડી ગયો, ને અંગ્રેજોએ મહાન્ રાજ્યનો પાયો નાખ્યો. ૧૮૫૭ માં હિન્દમાં એક જબરો બળવો થયો ને તેને પરિણામે ઇસ્ટ ઇંડિઆ કંપનીના હાથમાંથી રાજ્યસત્તા ગઇ અને ખુદ બ્રિટિશ શેહેનશાહતના હાથ નીચે મુકાઇ. માત્ર ઇસ્ટ ઇંડિઆ કંપનીના હાથમાં વેપારની સત્તા રહી ને તેનો અંત ૧૮૩૩ માં આવ્યો. પછી ૧૮૭૭ માં દિલ્હિમાં એક મોટું દરબાર ભરી રાણી વિક્ટોરિઆએ "**એમ્પ્રેસ ઑવ ઇંડિઆ**" નું પદ ધારણ કીધું.

ભરતખંડ "બ્રિટિશ રાજ્યનું ઉત્તમમાં ઉત્તમ જવાહિર" કહેવાય છે. તેની કુદરતી સ્થિતિથી ઘણા લાભો છે; એ ભૂમિ એક જથે છે; તેની સરહદ કુદરતી છે, એટલે પૂર્વે, પશ્ચિમ તથા દક્ષિણે દરિઓ છે ને ઉત્તરે પર્વત છે, હવા સારી છે; જમીન એકંદરે અજાએબ જેવી ફળદ્રુપ છે; વસ્તી ઘાડી છે; અને લોકો ઘણા આગળ વધેલા છે. ઘણા ભાગોમાં રેલવે થઇ છે; ન્હેરો બંધાતી જાય છે, અને એક સર્વોપરી સત્તા નીચે આખું હિન્દ છે.

## રાજકીય રીતે હિન્દના ચાર ભાગ છે:—

(૧) બ્રિટિશ હિંદુસ્તાન.
(૨) દેશી રાજ્યો (અંગ્રેજના તાબામાં).
(૩) સ્વતંત્ર રાજ્યો.
(૪) પરદેશી રાજ્યો.

**રાજ્યબંધારણ.**—બ્રિટિશ રાજ્યની સર્વોપરી સત્તા ઈંગ્લંડના નીમેલા "**વાઈસ રૉય અથવા ગવર્નર-જેનરલ**"ના હાથ નીચે છે, ને તે "**સેક્રેટરી ઑવ્ સ્ટેઈટ**" ના અધિકાર તળે કામ કરે છે. ગવર્નર-જેનરલની મદદે સાત સભાસદોની એક "**એક્સિક્યૂટિવ**" (કાર્યનિર્વાહક) સભા છે, ને દરેકના અધિકાર નીચે એકેકું ખાતું મુકેલું છે:—(૧) **લશ્કરી** (એમાં એક સેનાપતિને લશ્કરી સરંજામ પૂરો પાડવા માટે એક મેમ્બર); (૨) **મેસુલીખાતું**; (૩) **કાયદા બાંધનારૂં** ખાતું; (૪) **સ્વદેશને લગતું** (હોમ ડિપાર્ટમેન્ટ); (૫) **જાહેર બાંધકામને** લગતું; ને હાલ નવું કીધેલું; (૬) **વ્યાપાર ઉદ્યોગને લગતું**; એ ઉપરાંત એક "**લેજિસ્લેટિવ**" (કાયદા બાંધનારી) સભા છે, તેમાં ઉપલા સભાસદો, તથા વાઇસરૉયે નીમેલા દસથી સોળ વધારાના સભાસદો હોય છે. **મુંબઈ** અને **મદ્રાસ**માં એકેકો **ગવર્નર** છે ને તે દરેકની મદદે એકેકી એક્સિક્યૂટિવ અને લેજિસ્લેટિવ સભા છે. **બંગાલ, પૂર્વ બંગાલ** તથા **આસામ, આગ્રા** તથા **આઉદના સંયુક્ત પ્રાન્તો, પંજાબ, બ્રહ્મદેશ** એ પાંચમાં **લેફ્ટેનંટ ગવર્નર** છે; **મધ્ય પ્રાન્તો** તથા **વરાડ, નૉર્થ ઊવેસ્ટ ફ્રેન્ટિઅર પ્રોવિન્સ** (વાયવ્ય પ્રાન્ત), **બ્રિટિશ બલુચિસ્તાન, આન્દામાન** તથા **નિકોબાર** એ ચાર **ચીફ કમિશનર**ના તાબામાં છે; **અજમેર-મેરવારા**માં ચીફ કમિશનર છે, તે **પોલિટિકલ એજંટ** પણ છે, ને તે ખુદ ગવર્નર-જેનરલના તાબા નીચે છે; કુર્ગમાં મ્હેસૂરનો રેસિડંટ તેજ **કમિશનર** છે; **સિલોન** (સિંહલ દ્વીપ) હિંદી રાજ્ય વહિવટથી કેવળ જુદું છે. ગ્રેટબ્રિટનના રાજાને નામે એક ગવર્નર ને તેની પોતાની સભા એનો વહિવટ કરે છે ને એને "**કાઉન કૉલોની**" કહે છે.

## (૧). બંગાલ.

**ઇતિહાસ.**—ગંગા નદીનો દક્ષિણ પ્રદેશ સને ૧૭૬૪માં કલાઇવે કબજે કીધો. ધીમે ધીમે એ પ્રાંત પૂર્વ પશ્ચિમ ફેલાતો ગયો અને ઓગણીસમી સદીની શરૂઆતમાં **આસામ** પ્રાંત જેને "યુનાઇટેડ પ્રોવિન્સિસ" કહેતા હતા તે તેની

સાથે ભેળી દીધો. સને ૧૮૩૬ માં આ પ્રાન્તો જુદા અધિકાર નીચે મુકવામાં આવ્યા. ત્યાર બાદ સને ૧૮૭૪ માં આસામને છુટું પાડી નાખ્યું. સને ૧૯૦૫ માં ફરીથી નવી વ્યવસ્થા કરવામાં આવી :—પૂર્વ બંગાલને આસામ સાથે જોડી દીધો ને તે લેફ્ટેનંટ ગવર્નરની સત્તા નીચે મૂકયો, અને બંગાલ અને મધ્ય પ્રાન્તો વચ્ચે કેટલાક ભાગની અદલા બદલી કરવામાં આવી.

**સીમા.**—પૂર્વે, ગંગા, રાજમહાલ ટેકરીઓ સુધી, અને ત્યાંથી સિખિમ-ભૂતાનની હદ સુધી એક લીટી દોરીએ ત્યાં સુધી ; ઉત્તરે, નેપાળ, ગંડક નદી સુધી ; પશ્ચિમે, યુનાઇટેડ પ્રોવિન્સિસ અને સેન્ટ્રલ પ્રોવિન્સિસ ; દક્ષિણે, મદ્રાસ અને બંગાળાનો ઉપસાગર.

**નદીઓ.**—ગંગા તથા મહાનદીના નીચલા ભાગ-તથા ગંગાની પશ્ચિમ તરફની શાખા, હૂગ્લિ.

**પરચુરણ જાણવાજોગ બાબતો.**—વસ્તી પાંચ કરોડ ચાળીસ લાખની છે. મુખ્ય ધંધો ખેતીનો છે, —જ્યૂટ, ચોખા, તેલનાં બીઆં, ચાહ, ખસખસ ( અફીણ માટે ), શેરડી, તંબાકુ, ગળી, અને ઘઉં. કાગળ તથા સાબુનાં કારખાનાં છે. રાણીગંજમાંથી કોલસો ખોદી કાઢવામાં આવે છે ને તેની સાથે લોખંડ ભળેલું હોય છે.

**ભાગો.**—(૧) **શુદ્ધ બંગાલ**, (૨) **બહાર**, (૩) **છોટાનાગપુર**, અને (૪) **ઓરિસ્સા.**

શેહેરો.—(૧) **શુદ્ધ બંગાલમાં**,—**કલકત્તા**, બ્રિટિશ ભરતખંડની રાજધાની, હૂગ્લિ નદી ઉપર ; હાઉરા, અલીપુર ( એમાં લેફ્ટેનંટ ગવર્નર રહે છે ), કાસીપૂર (અહિં સરકાર બંદૂકો બનાવે છે ), સીરામપુર, મીદનાપુર (રેશમ તથા ગળી ), બરાખપુર, હૂગ્લિ, પ્લાસી ( રણક્ષેત્ર ), બર્દવાન, રાણીગંજ, મૂર્શીદાબાદ, દાર્જીલિંગ ( હવા ખાવાનું ઠેકાણું ).

(૨) **બહાર પ્રાંત.**—મુ. શે. **પટના**, ગંગા નદી ઉપર ; ભાગળપોર, મોંઘીર, દીનાપુર, મુજફ્ફરપુર, ગયા ( યાત્રાનું સ્થળ ), દરભંગા.

(૩) **છોટાનાગપુર.**—રાંચી અને હજારી બાગ.

(૪) **ઓરિસ્સા.**—મુ. શે. **કટક**, મહા નદી ઉપર ; પૂરી ( જગન્નાથ ), કિનારા ઉપર, યાત્રાનું સ્થળ ; બાલાસોર ( બંદર છે ).

## (૨). પૂર્વ બંગાલ તથા આસામ.

**ભાગો.**—પૂર્વ બંગાલ ( એટલે બંગાળાના રાજશાહી, ઢાકા અને ચિતાગાંગ વિભાગો ) આસામ સાથે સને ૧૯૦૫ માં જોડી દઇ તે લેફ્ટેનંટ ગવર્નરની સત્તા નીચે મૂક્યા.

**સીમા.**—ઉત્તરે, ટિબેટ અને ભૂતાન; પશ્ચિમે બંગાલ, અને બંગાળાનો ઉપસાગર; દક્ષિણ-પૂર્વે, બ્રહ્મદેશ.

**મુખ્ય શેહેરો.**—એ નવા પ્રાંતનું મુખ્ય શેહેર **ઢાકા** કરવામાં આવ્યું છે; નારાયણગંજ ( બંદર ); ચિતાગાંગ ( બંદર ); ગૌહતી, બ્રહ્મપુત્રા ઉપર, શુદ્ધ આસામનું મુખ્ય શેહેર છે. ચેરાપુંજી, એમાં દુનિઆમાં સૌથી વધારે વરસાદ પડે છે ( ૫૨૦ ઈંચ ). શીલાંગ, અને સિલહત.

## (૩). આગ્રા તથા આઉદના સંયુક્ત પ્રાંતો.

**ઈતિહાસ.**—આગ્રા પ્રાંતમાં સમાયલો મુલક અસલ બંગાલ ઇલાકાનો ભાગ હતો, પણ સને ૧૮૩૬ માં તેને છૂટો પાડી નાખ્યો ને તેને "**નોર્થ-ઉવેસ્ટર્ન પ્રોવિન્સિસ**" નામ આપ્યું; એ નામ યોગ્ય હતું, પણ સને ૧૮૪૯ માં પંજાબ અંગ્રેજી મુલક સાથે જોડી દીધું એટલે એ નામ અયોગ્ય થઇ પડ્યું, તેથી સને ૧૯૦૧ માં જ્યારે "**નોર્થ-ઉવેસ્ટ ફ્રોન્ટિઅર પ્રોવિન્સ**"ને પંજાબથી છૂટો પાડયો ત્યારે આઉદ સાથે એનું નામ "**આગ્રા તથા આઉદના સંયુક્ત પ્રાન્તો**" રાખવામાં આવ્યું.

**સીમા.**—ઉત્તરે, હિમાલયનો ભાગ તથા નેપાળ; પૂર્વે, બંગાલ; દક્ષિણે, જમના નદી અને અલ્હાબાદ આગળથી ગંગાનો ભાગ; પશ્ચિમે, પંજાબ અને રાજપુતાના.

**નદીઓ.**—જમના, ગંગા; રામ ગંગા, ગોમતી તથા ગોગ્રા એ ત્રણ ગંગાની શાખાઓ છે.

**પર્વત.**—શિવાલિક.

**આગ્રા પ્રાંતનાં મુખ્ય શેહેરો.**—**બનારસ,** ગંગાનદી ઉપર; એ હિંદુઓનું ઘણું પવિત્ર યાત્રાનું સ્થળ છે. **મીરઝાપુર,** એ પિત્તળકામ તથા શેતરંજીને માટે પ્રખ્યાત છે. **અલ્હાબાદ,** ગંગા તથા જમનાના

સંગમ ઉપર. એમાં સંયુક્ત પ્રાંતનો લેફ્ટેનંટ-ગવર્નર રહે છે. **કાનપુર,** એમાં સુતરાઉ કાપડ તથા ચામડાનો ઉત્તમ સામાન બને છે. **મીરત, બરેલી,** (રોહિલખંડમાં મોટામાં મોટું શેહેર). **આગ્રા,** એમાં તાજમહાલ નામની દુનિઆમાં એક અતિ ઉત્તમ તમામ આરસની ઇમારત શાહજહાં નામના મુગલ બાદશાહે પોતાની બેગમ મુમતાઝ મહાલની કબર ઉપર બંધાવી છે.

બીજાં શેહેરો.—ગોરખપુર, ગાજીપુર, મીરજાપુર, ચુનાર, જાંસી, ઇટાવા, ફરરૂખાબાદ, મથુરા, ફતેહપુર સીક્રી, વૃંદાવન, અલિગઢ, શાહરાનપુર, દેહેરાદૂન, હરદ્વાર, રૂર્કી (એન્જીનીઅરીંગ કોલેજ). આલ્મોરા, નાઇની તાલ (હવા ખાવાનું ઠેકાણું), બન્ને કુમાઉં પ્રાંતમાં.

અયોધ્યાનાં મુખ્ય શેહેરો.—**લખનો,** ગોમતી ઉપર; ફૈજાબાદ, ગોગ્રા ઉપર; સુલતાનપુર; રાય બરેલી.

## ૪. પંજાબ.

**ઇતિહાસ.**—હિંદમાં પંજાબ એવે ઠેકાણે આવેલું છે કે ઉત્તર તરફથી આ દેશ ઉપર હુમલો લાવનારે એમાં થઇનેજ આવવું પડે. સિકંદર, મહમદ ગઝની, મહમદ ઘોરી તથા મુગલો એજ માર્ગે થઇને હિંદમાં આવ્યા હતા. એમાં વસનારા લોકોને "સીખ" લોકો કહે છે. તેઓ રણજીતસિંહ રાજાના વખતમાં ઘણા પ્રબળ થયા. એ દેશને સને ૧૮૪૯ માં અંગ્રેજોએ જીતીને પોતાના રાજ્ય સાથે ભેળી દીધો.

**સીમા.**—ઉત્તરે તથા પશ્ચિમે, કાશ્મીર તથા નોર્થ-ઉવેસ્ટ ફ્રાન્ટીઅર પ્રોવિન્સ; પૂર્વે, આગ્રા તથા આઉદના સંયુક્ત પ્રાંતો; દક્ષિણે, રાજપુતાના તથા સિંધ.

**નદીઓ.**—એ પ્રાંતમાં પાંચ નદીઓ વહે છે,—જહેલમ, બિઆસ, રાવી, ચિનાબ, અને સતલજ, ને તે સિંધુનદની શાખાઓ છે. એ પાંચ પાણી ઉપરથી "પંજાબ" નામ પડેલું છે. પૂર્વે જમના નદી વહે છે.

એ પ્રાંતના પાંચ "દોઆબ" ગણાય છે:—(૧) સિંધુ અને જહેલમ વચ્ચેનો ભાગ તે **સિંધસગર** દોઆબ; (૨) જહેલમ અને ચિનાબ વચ્ચેનો તે **જેચ** દોઆબ; (૩) ચિનાબ અને રાવી વચ્ચેનો તે **રેચના** દોઆબ; (૪) રાવી અને બીઆસ વચ્ચેનો તે **બરી** દોઆબ; અને (૫) બીઆસ તથા સતલજ વચ્ચેનો તે **જલંધર** દોઆબ.

હવા.—એ પ્રાંતમાં ઉન્હાળામાં ઘણીજ ગરમી પડે છે ને શિયાળામાં ઘણીજ ટાઢી પડે છે. વરસાદ ઘણો થોડો પડવાને લીધે એમાં પાંચ ન્હેરો ખોદવામાં આવી છે ને તેથી એ પ્રાંત ઘણો ફળદ્રુપ થયો છે.

પેદાસ.—ઘઉં, જવ, રૂ, તંબાકુ, શેરડી, ચોખા, અને કાંગ્રા વેલીમાં ચહા. એમાં દેવદાર ઘણું ઉગે છે.

**મુખ્ય શેહેરો.—લાહોર,** પંજાબ પ્રાંતનું મુખ્ય શેહેર, રાવી નદીની પાસે; એના કિલ્લા સાથે છેલ્લા સીખ રાજા રણજીતસિંહનું નામ જોડાયલું છે. **દિલ્હી,** એ પંજાબ પ્રાંતમાં સૌથી વધારે વસ્તીવાળું શેહેર છે અને મુંબઇ, કલકત્તા, અને **કરાંચી**—એ ત્રણ બંદરોથી લગભગ સરખે અંતરે છે. એમાં મોટી મોટી તથા ભવ્ય ઇમારતો છે. કુતુબ મિનાર જે ઇ. સ. ૧૨૦૬ માં બાંધ્યો હતો તે એનાથી દસ માઇલ દૂર છે. હિન્દમાં રાજ્યાભિષેકની ક્રિયાનું સ્થળ એ શેહેર છે. **અંબાલા,** એ મોટું લશ્કરી મથક છે. **લુધિઆના,** એમાં રૂનો ઉદ્યોગ વધતો જાય છે. **અમૃતસર,** એ સીખ લોકોનું પવિત્ર શેહેર છે. એમાં શાલો, તથા રૂ ને રેશમનાં કાપડ બને છે.

બીજાં શેહેરો.—મૂલતાન, રાવલપિંડી, અટક, જાલંધર, ફીરોજપુર. સીમલા, એ ઉંચાણ ઉપર આવેલું હોવાથી એની હવા ઘણી ટાઢી છે અને ઉન્હાળામાં વાઇસરોય ત્યાં રહે છે; સ્થાનેશ્વર, પાણીપત, ગુજરાત તથા ચિલ્યનવાલા, (ચારો રણક્ષેત્ર છે). મરી (હવા ખાવાનું ઠેકાણું). ડેરા ગાજીખાન.

## ૫. નોર્થ-વેસ્ટ ફ્રોન્ટિઅર પ્રોવિન્સ.

(વાયવ્ય સરહદનો પ્રાન્ત).*

**સીમા.**—એ પ્રાંત ઉત્તરથી દક્ષિણે આવેલો છે. એની તથા પંજાબ ને કાશ્મીર વચ્ચે સિંધુ નદી આવેલી છે. પશ્ચિમે, અફઘાનિસ્તાન.

પર્વત.—એમાં મુખ્ય પર્વત હિન્દુકુશ છે.

મુખ્ય શેહેરો.—**પેશાવર,** એ સ્થાનિક રાજ્યનું મુખ્ય સ્થળ છે. એ ઘણું મોટું લશ્કરી મથક છે અને **ખાઇબર પાસ** જેમાં થઇને હિન્દમાં અવાય છે તેના નાકા ઉપર છે. બીજાં શેહેરો—ડેરા ઇસ્માઇલ ખાન; બન્નુ, કોહટ, અને ચિત્રાલ.

* એ પ્રાંત સને ૧૯૦૧ માં બનાવવામાં આવ્યો.

## ૬. મુંબઇ ઇલાકો.

ઇતિહાસ.—મુંબઇ બેટ ફિરંગીઓના તાબામાં હતો. સને ૧૬૬૨ માં પોર્ટુગલના રાજાએ પોતાની કુંવરી કેથરિનને અંગ્રેજ રાજા બીજા ચાર્લ્સ સાથે પરણાવી તેની પેહેરામણીમાં એ અંગ્રેજોને મળ્યો. જે વખતે હિંદના પશ્ચિમ કિનારા ઉપર સુરત પોતાની પૂર્ણ ઝાહોઝલાલીમાં હતું તે વખતે એ ઉજડ જેવું હતું. મરેઠાઓ સાથે લડાઇ થયા પછી એની હદમાં વધારો થતો ગયો, અને છેલ્લાં સો વરસમાં એ ઘણું અગત્યનું શેહેર થઇ પડયું. સને ૧૮૪૩ માં સિંધ પ્રાંતને એ ઇલાકામાં દાખલ કરવામાં આવ્યો.

**સીમા.**—એ ઇલાકો હિન્દને પશ્ચિમ કિનારે આવેલો છે. ઉત્તરે, બલુચિસ્તાન અને રાજપુતાના; પૂર્વે, મધ્ય હિન્દનાં રાજ્યો અને નિઝામનું રાજ્ય; દક્ષિણે, મ્હૈસૂર; અને પશ્ચિમે, અરબ્બી સમુદ્ર અને બલુચિસ્તાન.

**નદીઓ.**—સિંધુ (સિંધમાં); સાબરમતી, મહી, નર્મદા તથા તાપી. (ગુજરાતમાં); ગોદાવરી અને કૃષ્ણા (દક્ષણમાં).

**પર્વતો.**—વિંધ્યા, સાતપુડા તથા પશ્ચિમ ઘાટ.

## પ્રાન્તો તથા શેહેરો.

(૧) **સિંધ પ્રાંત.**—સક્કર, શિકારપુર, હૈદ્રાબાદ, ઠઠ્ઠા, કોટ્રી, ઉમ્મરકોટ (અકબરની જન્મભૂમિ), રોહરી, બક્કર, લારખાના. કરાંચી બંદર, એ સિંધમાં સૌથી મોટું શેહેર છે તથા પશ્ચિમમાં એક મોટું વેપારી મથક છે.

(૨) **ગુજરાત પ્રાંત.**—એના પાંચ જીલ્લા પાડેલા છે:—અમદાવાદ, ખેડા, પંચમહાલ, ભરૂચ અને સુરત.

**અમદાવાદ.**—સાબરમતી અને ખંભાતના અખાતની પશ્ચિમે આવેલું છે; એ અગાઉ ગુજરાતના મુસલમાની રાજ્યનું મુખ્ય શેહેર હતું. બીજાં શેહેરો:—ગોધા બંદર તથા પોળેરા (રૂને માટે પ્રખ્યાત છે).

**ખેડા.**—એ અમદાવાદ અને મહીની વચ્ચે છે. એ જીલ્લામાં સૌથી મોટો કસ્બો નડિયાદ છે.

**પંચમહાલ.**—એ ખેડા કલેક્ટરેટનો એક વિભાગ છે, પણ તેમાં જુદો અમલદાર છે.

**ભરૂચ.**—એ નર્મદા નદી ઉપર છે. એમાં રૂનો મોટો વેપાર ચાલે છે.

**સુરત.**—એ તાપી નદી ઉપર છે. એ શેહેરમાં અંગ્રેજોએ પોતાની પેહેલી કોઠી ઘાલી (૧૬૧૨).

(૩) **દક્ષણ.**—એમાં છ જીલ્લા છે:—ખાનદેશ, નાસિક, અહમદનગર, પુના, શોલાપુર અને સતારા.

**ખાનદેશ**નું મુખ્ય શેહેર **ધુળિયા** તથા ભુસાવળ છે. એમાં ઘણા ભીલો છે.

**નાશિક.**—એમાં મુખ્ય શેહેર **નાશિક** યાત્રાનું મોટું સ્થળ છે.

**અહમદનગર.**—એમાં મુખ્ય શેહેર **અહમદનગર** એક વખત મુસલમાની રાજ્યનું રાજધાનીનું શેહેર હતું.

**પુના.**—એ જીલ્લાનું મુખ્ય શેહેર **પુના** પશ્ચિમ ઘાટની પૂર્વે છે. એ મોટું લશ્કરી મથક છે. એ અગાઉ પેશ્વાઓનું રાજધાનીનું શેહેર હતું. પુનાની પાસે ખડકી, કોરગામ એ રણક્ષેત્રો હતાં. સિંહગઢ તથા પુરંધર એમાં પહાડી કિલ્લા છે.

**શોલાપુર.**—શોલાપુર મોટું વેપારી શેહેર છે. એમાં **પંઢરપુર** યાત્રાનું સ્થળ છે અને **બારસી** વેપારી શેહેર છે.

**સતારા.**—એ પૂનાની દક્ષિણે છે. સતારા એક વખત મરેઠી રાજ્યની રાજધાનીનું શેહેર હતું. એની વાયવ્ય દિશામાં **મહાબલેશ્વર** હવા ખાવાનું ઠેકાણું છે.

(૪) કર્ણાટક વિભાગ, એમાં ત્રણ જીલ્લા છે:—**બેલગામ, ધારવાડ** અને **બીજાપુર.**

**બેલગામ.**—એનું મુખ્ય શેહેર-**બેલગામ** લશ્કરી મથક છે.

**ધારવાડ.**—એનું મુખ્ય શેહેર **ધારવાડ** રૂને માટે પ્રખ્યાત છે. **હૂબ્લી**માં રૂનો મોટો વેપાર ચાલે છે.

**બીજાપુર.**—એનું મુખ્ય સ્થળ **ભાગળકોટ** છે. બીજાપુર અગાઉ મુસલમાની રાજ્યનું એક રાજધાનીનું શેહેર હતું.

(૫) **કોંકણ પ્રાન્ત.**—એમાં ચાર જીલ્લા છે :—**થાણા, કોલાબા, રત્નાગીરી,** અને **ઉત્તર કેનેરા.**

**થાણા.**—એ મુંબઇની ઉત્તરમાં છે મુખ્ય શેહેર **થાણા** છે. બીજાં શેહેરો કલ્યાણ અને વસાઇ.

**કોલાબા.**—મુંબઇની દક્ષિણે છે. મુખ્ય સ્થળ **અલિબાગ.**

**રત્નાગીરી.**—એ કિનારા પર આવેલું છે, મુખ્ય સ્થળ **રત્નાગીરી.**

**ઉત્તર કેનેરા.**—એ મુંબઇ ઇલાકાનો સૌથી દક્ષિણનો ભાગ છે. મુખ્ય શેહેર કારવાડ છે. કુમટા અને હોનાવાડ.

(૬) **મુંબઇ.**—એ ઘણુંજ મોટું બંદર છે અને હિંદમાંનાં મોટાં શેહેરોમાં એ બીજું છે. એમાં આઠ લાખ માણસોની વસ્તી છે. એની પાસે **એલિફંટા** તથા **સાષ્ટી** ટાપુઓમાં ગુફાઓ છે જેમાં ઉંચા કોતરકામનાં દેવસ્થાનો છે.

## (૭). મધ્ય પ્રાન્તો. (સેન્ટ્રલ પ્રોવિન્સિસ).

**સીમા.**—એની વાયવ્ય દિશાએ મધ્ય હિન્દ; ઇશાન તરફ મધ્ય હિંદ અને બંગાલ; અગ્નિ કોણ તરફ બંગાલ અને મદ્રાસ; અને નૈઋત્યે હૈદ્રાબાદ.

**મુખ્ય શેહેરો:—નાગપુર,** એ સ્થાનિક રાજ્યનું મુખ્ય **મથક** છે. **હિંગન ઘાટ**માં રૂનો મોટો વેપાર છે **વારોરા**માં કોલસાની ખાણો છે. **જબલપુર**માં આરસની ખડકો છે. **સાગર** એ લશ્કરી **મથક** છે. **રાયપુર** એ પૂર્વમાં મોટો કસ્બો છે. વરાડમાં મુખ્ય શેહેરો ઉમરાવતી (રૂને માટે પ્રખ્યાત) અને ઇલિચપુર (લશ્કરી મથક) છે. એ શિવાય મધ્ય પ્રાન્તોમાં બીજાં શેહેરો **હોસંગાબાદ,** બર્હાનપુર, ખંડવા, આશીરગઢ, વિલાસપુર, તથા સંબલપુર (હીરાની ખાણો) છે.

## (૮). મદ્રાસ ઇલાકો.

**ઈતિહાસ.**—મદ્રાસ શેહેરમાં ફોર્ટ સેન્ટ જ્યોર્જ સૌથી પહેલો અંગ્રેજોના હાથમાં આવ્યો (૧૬૩૯). જેમ અંગ્રેજોના હાથમાં મુંબઇ ઇલાકો મરેઠાઓ સાથે લડાઇમાં જય મેળવ્યાથી આવ્યો તેમ મદ્રાસ ઇલાકો મ્હેસૂર સાથેની લડાઇમાં ફતેહ મળવાથી આવ્યો.

**સીમા.**—કૃષ્ણા નદી અને તેની શાખા તુંગભદ્રાની દક્ષિણનો તમામ મુલક એ ઇલાકામાં આવેલો છે. માત્ર ઉત્તર સરકારની કિનારા પરની પટી કૃષ્ણાના મુખ અને ચિલ્કા સરોવરની વચ્ચે આવેલી છે.

**નદીઓ.**—ગોદાવરીનો ભાગ તથા કૃષ્ણા, ઉત્તર પેનર, પાલાર, દક્ષિણ પેનર અને કાવેરી. એ બધી બંગાળાના ઉપસાગરમાં પડે છે.

**પહાડો.**—પશ્ચિમ અને પૂર્વ ઘાટો; મ્હેસૂરની દક્ષિણે નીલગીરી.

**મુખ્ય શેહેરો:**—ઇલાકાનું મુખ્ય શેહેર **મદ્રાસ** છે. **મદૂરા** દક્ષિણ હિન્દનું અગાઉ મુખ્ય શેહેર હતું; મછલીપટ્ટણ, ઉત્તર સરકારમાં, કૃષ્ણા ઉપર મુખ્ય બંદર છે; વિઝાગાપટમ, એ ઉત્તર સરકારમાં છે; ત્રિચિનોપોલી, કાવેરી ઉપર; તાન્જોર, કર્ણાટકમાં કાવેરી ઉપર, એમાં રેશમી કામો ઘણાં સારાં બને છે; કાલિકટ, મલબાર કિનારા ઉપર; સાલેમ, મ્હેસૂરની દક્ષિણે; બેલારી, નાગપટમ.

બીજાં શેહેરો,—કોન્જેવરામ, ચિંગલપટ, પુલિકટ, નેલોર, કડપા, કર્નૂલ, કદલોર, જીંજી, તીનેવેલી, ટ્યુટિકોરિન, કિવલોન, આર્કટ, વેલોર, કોઇમ્બટુર, ઉતાકમંડ, ટેલિચરી, કોચીન, કાનાનુર, મંગલૂર. **લક્ષદ્વીપ** મદ્રાસ સરકારના તાબામાં છે.

## (૯). બ્રહ્મદેશ.

**ઇતિહાસ.**—એ દેશ ત્રણ બ્રહ્મી લડાઇઓમાં અંગ્રેજને જય મળવાથી ત્રણ કકડે તેઓના હાથમાં આવ્યો.—(૧) આરાકાન અને ટીનાસરીમ (પહેલી લડાઇ પછી); દક્ષિણ બ્રહ્મદેશનો બાકીનો ભાગ (બીજી લડાઇ પછી); અને ઉત્તર બ્રહ્મદેશ (ત્રીજી લડાઇ પછી ૧૮૮૬ માં).

**સીમા.**—પશ્ચિમે, નવો વિભાગ પૂર્વ બંગાલ અને આસામ, અને બાકીની બાજુઓએ ચીન, ફ્રેન્ચ હિન્દી ચીન, અને સીઆમ.

**નદીઓ.**—ઇરાવતી ને તેની શાખા ચિન્દવીન, સિંતાગ અને સાલ્વિન.

**મુખ્ય શેહેરો.**—મુ. શે. રંગૂન (ઇરાવતી ઉપર) એ હિન્દમાં ત્રીજા નંબરનું બંદર છે. એ માટી કામ, રેશમી તથા સુતરાઉ કાપડને માટે પ્રખ્યાત છે; પ્રોમ (ઇરાવતી ઉપર); ભાગો; માંડલે (ઉત્તર બ્રહ્મદેશનું મુખ્ય શેહેર) અમરપુર; આવા; મોલમીન (એમાંથી સાગનું લાકડું

વ્હેરાઇ કપાઇને તૈયાર આવે છે); માર્ટાબાન; અકયબ; પેગુ, એમાંથી પુષ્કળ ચોખા યૂરોપ જાય છે; બસીન; ટેવોય; મર્ગ્વી.

---

## બલુચિસ્તાન.

એ હિન્દના રાજ્યનો સૌથી પશ્ચિમ તરફનો ભાગ છે. એના ત્રણ વિભાગ પાડેલા છે;—(૧) **બ્રિટિશ** તથા તેઓ જેમાં રાજ્ય કારભાર ચલાવે છે તે ભાગ; (૨) **ખેલાત** તથા **લાસ બેલાસ**નાં દેશી રાજ્યો જે અંગ્રેજના રક્ષણ નીચે છે તે; (૩) ટ્રાઇબલ એરિઆઝ (જુદી જુદી જાતના લોકોનો મુલક); જે અર્ધ સ્વતંત્ર છે, પણ પોલિટિકલ એજંટની સત્તા નીચે છે તે.

**સીમા.**—પૂર્વે સિંધ, પંજાબ, અને નોર્થ-વેસ્ટર્ન ફ્રોન્ટિઅર પ્રોવિન્સિસ; ઉત્તરે, અફ્ઘાનિસ્તાન; પશ્ચિમે, ઇરાન; અને દક્ષિણે, અરબ્બી સમુદ્ર.

**પર્વત.**—હાલા, પૂર્વમાં છે. **નદી.**—ગંડાવા.

**મુખ્ય શેહેરો.**—**ખિલાત** ઇશાન કોણમાં છે. એના રાજકર્ત્તાને **ખાન** કહે છે. **ગંડાવા,** એમાં શિયાળાની મોસમમાં ખાન રહે છે. બ્રિટિશ બલુચિસ્તાનનું મુખ્ય શેહેર **કવેટા** છે. અહિં અંગ્રેજના લશ્કરની મોટી છાવણી રહે છે.

આ દેશના લોકો ઘેટાં તથા ઢોર ઘણાં રાખે છે. ચામડાં, ઉન, વિગેરે પરદેશ જાય છે; મેવા, તેમાં મુખ્યત્વે કરીને દ્રાક્ષ દેશાવર ખાતે મોકલવામાં આવે છે.

## સીલોન.—(સિંહલ દ્વીપ અથવા લંકા બેટ).

સિલોનને "ક્રાઉન કૉલોની" કહે છે. એ હિન્દની દક્ષિણે જમરૂખના આકારનો એક બેટ છે. એની હવા ઘણી ખુશનુમા છે અને એમાં વનસ્પતિ ઘણી થાય છે—ચાહ, બુંદ, નાળિએર, રબર, તજ, તંબાકુ અબનુસનું લાકડું, વિગેરે. પશ્ચિમે મનારના અખાતમાં મોતી પાકે છે. લોકો **બુદ્ધ ધર્મ** પળે છે.

એમાં **મહાવિલા** ગંગા નદી છે. **એડમ્સ પીક** કરીને પર્વત છે; મુખ્ય શેહેર **કોલમ્બો** બંદર છે. હાલ એ બંદર ઘણું અગત્યનું થઇ

પડેલું છે. પરદેશનો ઘણો વ્યાપાર એમાં થઇને ચાલે છે. એશ્યા, યૂરપ આફ્રિકા અને ઓસ્ટ્રેલિઆ એ ચારો ખંડના મહાસાગરમાં એકઠા થનારી જગો છે અને પૂર્વ અને પશ્ચિમની વચ્ચે આવેલું છે. ટ્રંયુટિકોરીનથી કોલમ્બો, મુંબઇથી કોલમ્બો, એડનથી કોલમ્બો, મોરિશસથી કોલમ્બો— કોલમ્બોથી મેલ્બોર્ન, કોલમ્બોથી પિનાંગ, કોલમ્બોથી મદ્રાસ, કોલમ્બોથી કલકત્તા એટલા સ્ટીમરોના માર્ગોનું એ મધ્ય બિન્દુ છે. બીજાં શેહેરો— ત્રિકોમાલી, ગાલ, કાન્ડી છે. **નુવારા એલિઆ** એક ઠંડું હવા ખાવાનું સ્થળ છે. **અનુરાધાપુર** કરીને ઉત્તરમાં એક શેહેર છે, જ્યાં જુના વખતનાં બુદ્ધનાં દેહેરાં, મઠો, તળાવો છે, પણ હાલ તે જંગલ જેવું બની ગયું છે

**ટીપ.**—પહેલાં સિલોન બેટ પોર્ટુગીઝોએ લીધો; પછી ડચ લોકોએ સને ૧૬૫૮ માં લીધો, ને ત્યાર બાદ સને ૧૮૦૨ માં અંગ્રેજ લોકોએ **જાવા** બેટ આપી ડચ પાસેથી લીધો.

## દેશી રાજ્યો.

હિંદનો $\frac{2}{5}$ દેશી રાજાઓના તાબામાં છે, પણ આખા હિંદની વસ્તીનો $\frac{1}{5}$ એમાં છે. એ બધાં બ્રિટિશ રાજ્યની સત્તા નીચે છે. કેટલાંક રાજ્યો ખંડણી આપે છે ને કેટલાંક નથી આપતાં. સાધારણ રીતે તેઓ પોતપોતાના મુલકો ઉપર રાજ્ય ચલાવે છે, પણ દરેકમાં એકેકો બ્રિટિશ અધિકારી હોય છે જે તેઓને સલાહ આપે છે ને બ્રિટિશ રાજ્યના લાભ સાચવે છે. મોટાં રાજ્ય ઉપર દેખરેખ રાખનાર અંગ્રેજ અધિકારીને '**રેસિડંટ**' કહે છે ને નાનાં રાજ્યના અધિકારીને '**એજંટ**' કહે છે. દેશી રાજાઓ પોતપોતાના કાયદા ચલાવે છે, પણ લડાઇ કે સલાહ કરવાનો, કે પરદેશી પ્રજા સાથે પત્રવ્યવહાર રાખવાનો તેઓને અધિકાર નથી. તેથી તેઓ સંપૂર્ણ રીતે સ્વતંત્ર નથી. એમાંનાં કેટલાંક "**પ્રાંતિક અધિકારીઓ**"ના તાબામાં છે ને કેટલાંક "**હિંદિ સરકાર**"ના તાબામાં છે. એની સંખ્યા લગભગ સાડીછસો છે, પણ તેમાં વિશેષ જાણવા લાયક નીચેનાં છે :—

### ખુદ હિન્દી સરકારના તાબામાં :—

(૧) **કાશ્મીર,** પંજાબની ઉત્તરે, મુ. શે. **શ્રીનગર;** બીજાં શેહેરો,—જમ્મુ, લ્હે, અને ઇસ્કાર્ડો. એ પ્રાન્ત એના પહાડ ઉપરના ઉત્તમ દેખાવને લીધે ઘણોજ રમણીય લાગે છે ને તેથી એને આ દુનિયાના "ઇદનબાગ"ની ઉપમા આપવામાં આવે છે. એમાં **જેહેલમ** નદી વહે

છે, જેમાંથી **વલનૂર** અને બીજાં સરોવર થાય છે. એમાં જેવી શાલો વણાય છે તેવી દુનિયામાં બીજે કોઇ ઠેકાણે થતી નથી.

(૨) **રાજપુતાના,**—૨૦ રાજ્યોના સમૂહનું એક સાધારણ નામ- ઉત્તરમાં,—બીકાનેર અને અલ્વર; પૂર્વે,—કિશનગઢ, જેપૂર, ભરતપુર, ધોળપુર, કેરાઉલી અને ટાંક; દક્ષિણે,—બુન્દી, કોટા, ઝાલાવાડ, પ્રતાપગઢ, વાંસવાડા, ડુંગરપુર; મેવાડ અથવા ઉદેપુર, અને સિરોહી; પશ્ચિમે,— જોધપુર અથવા મારવાડ, અને જસલમીર. એનાં મુખ્ય શેહેરોનાં નામ એજ છે. બધા રાજાઓ રજપુતો છે. માત્ર એક ટાંક સંસ્થાનનો રાજા મુસલમાન છે. સિરોહીમાં **આબુ** પર્વત એક ઘણું ઉત્તમ હવા ખાવાનું ઠેકાણું છે. **અર્વલ્લી** પહાડોની હાર પૂર્વે છે અને થરનું રણ પશ્ચિમે છે. મુખ્ય બ્રિટિશ એજંટ જે એ બધાના ઉપર દેખરેખ રાખે છે તે **અજમેર**-મેરવારામાં રહે છે, જે ખુદ વાઇસરૉયના અધિકાર નીચે છે. એ બધામાં સૌથા મોટાં જોધપુર, **બીકાનેર,** જેપુર અને ઉદેપુર છે.

(૩) **મધ્ય હિન્દ અથવા ઇન્દોર એજન્સી.**—એ રાજપુતાના તથા બ્રિટિશ મધ્ય પ્રાન્તોની વચ્ચે છે. રાજપુતાનાની માફક આ પણ એક દેશી રાજ્યોનો સમૂહ છે. એમાં નાનાં મોટાં મળી ૧૪૩ દેશી રાજ્યો છે. એમાં સૌથી મોટાં ત્રણ છે,—**સિંધીઆનું રાજ્ય,** મુ. શે. **ગ્વાલિયર;** એમાં મોટો પહાડી કિલ્લો છે. **હોલ્કરનું રાજ્ય,** મુ. શે. **ઇન્દોર;** **ઉજ્જન** (ક્ષિપ્રા નદી ઉપર). એથી ઉતરતાં **રેવા, બુંદેલખંડ, ભોપાળ, પન્ના** અને **ટહરી** અથવા **ઓરછા** છે. પન્ના હીરાને માટે પ્રખ્યાત છે. બ્રિટિશ એજંટ ઇન્દોરમાં રહે છે તે કારણથી એને "ઇન્દોર એજન્સી" નામ આપેલું છે.

(૪) **વડોદરાનું** રાજ્ય.—એ કચ્છ અને ખંભાતના અખાતો વચ્ચે છે. એનો રાજ્યકર્તા **ગાયકવાડ** નામે ઓળખાય છે. હાલના મહારાજા ગાયકવાડ એક ઉત્તમ રાજકર્તા છે. મુ. શે. **વડોદરા;** ડીસા લશ્કરી મથક ઉત્તરમાં છે.

(૫) **હૈદરાબાદ અથવા નિજામનું રાજ્ય.**— એ દખ્ખણના મધ્ય ભાગમાં આવેલું છે. બધાં દેશી યાજ્યોમાં એ ઘણું મોટું, અગત્યનું,

તથા ફળદ્રુપ છે. એમાં હીરાની ખાણો છે. એમાં ગોદાવરી તથા કૃષ્ણા નદી વહે છે. કૃષ્ણાની ખીણમાંથી "કોહીનૂર" નામનો હીરો નિકળ્યો હતો જે હાલ ઈંગ્લંડના રાજાના રાજમુકુટમાં બિરાજે છે. મુ. શે. **હૈદરાબાદ** છે. બીજાં શેહેરો—સિકંદરાબાદ, વરંગૂળ, બીદર, ગોલકોંડા, ઔરંગાબાદ, ને અસાઇ (રણક્ષેત્ર) છે. એલોરા અને અજંતામાં ગુફામાં બાંધેલાં દેહેરાંઓ છે. સને ૧૯૦૮ માં હૈદરાબાદમાં જબરજસ્ત રેલ આવવાથી હજારો માણસ દટાઇ મુઆં, હજારો ઘર પડી ગયાં ને કરોડો રૂપીયાનું નુકસાન થયું. એમાંની વસ્તીનો એકદશાંશ મુસલમાનો છે ને બાકીના બધા હિંદુઓ છે. એટલે ખરૂં જોતાં રૈયત હિન્દુ ને રાજ્યકર્ત્તા મુસલમાન છે.

(૬) **મ્હૈસૂર.**—એ મદ્રાસ ઇલાકાની પશ્ચિમે છે. સને ૧૭૬૦–૧૭૯૯ સુધી એમાં **હૈદર** ને પછી તેનો છોકરો **ટીપુ** રાજ કરતા હતા. ટીપુ રણમાં પડયો ત્યાર પછી એ રાજ્ય અંગ્રેજ સરકારે તેના અસલના રાજાના વંશમાં પાછું આપ્યું. તેણે ખરાબ રીતે રાજ્ય ચલાવ્યું તેથી સરકારે તે ૧૮૩૧માં લઇ લીધું અને ૧૮૮૧ માં તેના દત્તકપુત્રને પાછું આપ્યું. એ પ્રાન્તનાં કૃષ્ણા, પેનર અને કાવેરીની શાખાઓ વહે છે. મુ. શે. **મ્હૈસૂર** (રાજધાની); શ્રીરંગપટ્ટણ (ટીપુની રાજધાની), બંગ્લૂર અને ચિતલદુર્ગ અગત્યનાં શેહેરો છે. એમાં ચોખા, કાફી, એલચી અને સાગનો સારો પાક થાય છે. વળી એમાં સોનાની ખાણો છે.

## (૨) પ્રાન્તિક સરકારના તાબા નીચે.

(૧) **બંગાલને લગતાં.**—સિખિમ, નેપાળ અને ભૂતાનની વચ્ચે એક પહાડી મુલક છે; મુ. શે. **તુમલાંગ. કુચબિહાર**, ભૂતાનની દક્ષિણે.

(૨) **પૂર્વ બંગાલ અને આસામને લગતાં.**—**હિલ ટિપરા**, ટિપરા પ્રાંતમાં; મણિપૂર, આસામ અને બ્રહ્મ દેશની વચ્ચે.

(૩) **આગ્રા અને આઉદના સંયુક્ત પ્રાન્તોમાંના તાબામાં**—**રામપુર**, ગઢવાલ, મુ. શે. **ટેહેરી.**

(૪) **પંજાબના તાબામાં.**—સતલજની દક્ષિણ બાજુએ **પતિઆળા**, જીંદ અને, નાભા; સતલજની ઉત્તર બાજુએ, **કપૂર્થલા, મંડી, ચંબા**, અને **ફરીદકોટ**; સિંધુની દક્ષિણ તરફ **ભાવલપુર.**

(૫) **મધ્ય પ્રાન્તોના તાબામાં.**—એમાં ઘણાં દેશી રાજ્યો છે, તેમાં મુખ્ય **બાસ્તર** છે.

(૬) **મુંબઇ ઇલાકામાં.**—ખેરપુર, સિંધના ઇશાન ખુણામાં; કચ્છ, મુ. શે. **ભુજ**, **માંડવી** બંદર છે; **ગુજરાતનાં રાજ્યોમાં કાઠિયાવાડ**, મુ. શે. **રાજકોટ**, ભાવનગર, પોરબંદર, દ્વારકા, જુનાગઢ, વિગેરે; **પાલણપુર**, ઉત્તરે; **મહીકાંઠા** અને **રેવાકાંઠા**; ધરમપુર, વાંસદા, વિગેરે; મરાઠા દેશમાં **કોલ્હાપુર** અને **સાવંતવાડી.**

(૭) **મદ્રાસ ઇલાકામાં.**—ત્રાવણકોર દક્ષિણમાં પશ્ચિમ કિનારા તરફ, મુ. શે. **ત્રિવાન્દ્રમ**; ક્વીલોન અને અલેપ્પી બંદર; **કોચીન**, ત્રાવણકોર ને મલબારની વચ્ચે, મુ. શે. **એર્નાકુલમ** અને ત્રીચૂર.

## (૩) स्वतंत्र राज्यो.

**નેપાળ**—મુ૦ શે૦ **ખટમંડુ**; લલિતપટ્ટણ; મકવાનપુર (રણક્ષેત્ર).

**ભૂતાન**—મુ૦ શે૦ **ટાસીસ્યૂડન** અને પનાખા.

## (૪) परदेशी राज्यो.

**ફ્રેન્ચોના તાબામાં.**—**ચંદ્રનગર**, હૂગ્લી નદી ઉપર; **યેનૉન**, ગોદાવરીના મુખ આગળ; **પૉન્ડિચરી** અને **કૅરીકલ**, કૉરોમાંડલ કિનારે; **માહી**, મલબાર કિનારે (એમાં ફ્રેન્ચ ગવર્નર રહે છે).

**ફિરંગીઓના તાબામાં**—**દીવ**, કાઠીઆવાડની દક્ષિણે; **દમણ**, મુંબઇની ઉત્તરે; **ગોઆ**, મલબાર કિનારે.

---

# परचुरण जाणवाजोग हकीकत.

### ખેતીની નિપજ.

**ઘઉં.**—વાયવ્ય પ્રાંતો અને પંજાબમાં. **ચોખા.**—બંગાળામાં. **બાજરી.**—દક્ષિણમાં. **કપાસ.**—બંગાળા, આસામ, બ્રહ્મદેશ, નાગપુર અને વરાડમાં. **ગળી.**—બંગાળામાં. **અફીણ.**—બંગાળા, બહાર અને

માંળવામાં. **બુંદ.**—નીલગિરિ ઉપર. **ચ્હા.**—આસામમાં, અને હિમાલય ઉપર. **મરી, તજ, ગુંદર, નાળિયેર.**—મલબાર કાંઠે અને લંકામાં. **ઇમારતી લાકડું,** મુખ્ય **સાગ.**—મલબારનાં જંગલોમાં.

## ખનિજ પદાર્થો.

**લ્હોખંડ અને કોલસા.**—બંગાળા અને જબલપુરમાં. **હીરા**—સંભલપુર અને ગોવળકોંડામાં. **મીઠું**—સંભર સરોવરમાંથી નીકળે છે અને મુંબઇ અને મદ્રાસને કિનારે દરીઆના પાણીનું બનાવે છે. **સિંધવની ખાણો**—રજપૂતાનામાં અને પંજાબમાં. **સોનું** મ્હૈસૂરમાં માલમ પડે છે.

## પ્રાણીઓ.

હિન્દુસ્તાનમાં જંગલોમાં જંગલી પ્રાણીઓ પુષ્કળ છે. સિંહો ગુજરાતમાં માલમ પડે છે; હાથી, ગેંડા, ભેંસ, એ બંગાળા, આસામ અને બ્રહ્મ દેશમાં માલમ પડે છે. સિંધમાં ખચ્ચરો માલમ પડે છે. બળદ, ઘોડા, ગધેડાં, ઊંટ, પાડા, વાંદરા, એ જનાવરો પાળવામાં આવે છે અને માણસના ઉપયોગમાં આવે છે. મોર, પોપટ, ગીધ, સમડી, કબૂતર, વિગેરે પક્ષીઓ પૂષ્કળ હોય છે.

## મુખ્ય નદીઓ ઉપર શેહેરો:—

**બ્રહ્મપુત્ર.**—લાસા, ગૌહતિ. **ગંગા**—હરદ્વાર, ફરક્કાબાદ, કહાનપુર, અલ્હાબાદ, બનારસ, બકસર, પટના, મોંઘીર, મુર્શિદાબાદ, હૂગ્લી, કલકત્તા. **જમના.**—દિલ્હી, ગોકુળ, મથુરા, આગ્રા. **મહાનદી.**—સંભલપુર, કટક, જગન્નાથ. **ગોદાવરી.**—નાશક, મુંગી પૈઠણ (અહિં ઉત્તમ પૈઠણી પાઘડીઓ બને છે). રાજમાહેન્દ્ર. **કૃષ્ણા.**—મછલીપટ્ટણ.

**કાવેરી.**—શ્રીરંગપટ્ટણ, ત્રિચિનોપલી, તંજાવર. **ઇરાવતી.**—આવા, પ્રોમ, રંગૂન. **સિંધુ.**—અટક, ડેરા ઇસ્માલખાન, ડેરા ઘાઝીખાન, મિથનકોટ, સક્કર, લારખાના, હૈદ્રાબાદ, કરાંચી. **નર્મદા.**—જબલપુર, ભરૂચ. **તાપી.**—બહાનપુર, સુરત. **મહી.**—ખંભાત. **સાબરમતી.**—અમદાવાદ.

## યાત્રાનાં સ્થળો:—

ઉત્તરમાં **બદ્રિનાથ** (હરદ્વારની વાયવ્યે); **પૂર્વમાં જગન્નાથ;**

**દક્ષિણમાં સેતુબંધ રામેશ્વર; પશ્ચિમમાં દ્વારિકા.** એ સિવાય ગયા, કાશી, પ્રયાગ, ગોકુળ, મથુરા, હરદ્વાર, શ્રીનાથજી (મેવાડમાં); નાશક, ત્ર્યંબક. અને પંઢરપુર; પાલીતાણા અને ગિર્નાર (કાઠીઆવાડમાં), અને આબુ પર્વત (એ ત્રણ જૈન લોકનાં); ગુજરાતની ઉત્તરે આરાસુરના પર્વતમાં અંબાજી.

## હવા ખાવાનાં ઠેકાણાં:—

ડારજીલિંગ (સિખિમની પાસે), **સિમ્લા,** મરી, આબુ પર્વત, મહાબલેશ્વર, નીલગિરિ, ઉતાકામંડ.

## કિનારાપરનાં શેહેરો:—

**પશ્ચિમ કિનારે.**—કરાંચી, પોરબંદર, ગોઘા, ખંભાત, ભરૂચ, સુરત, મુંબઇ, રત્નાગિરિ, વિંગોર્લા, ગોઆ, કારવાડ, કૂમ્ટા, હોનાવાડ, મંગલૂર. કાનાનોર, કલિકટ, કોચીન, ક્વિલન.

**પૂર્વ કિનારે.**—ટ્રાંક્વેબાર, કદલોર, પૉન્ડિચરી, મદ્રાસ, મછલીપટ્ટણ, જગન્નાથ, બાલાસોર, કલકત્તા, ચિતાગાગ, અક્યબ, રંગૂન, મોલમીન.

## હિંદુસ્તાન આવવાનો રસ્તો.

બ્રિટિશ ટાપુઓથી આગબોટો નીકળી, જીબ્રૉલ્ટર આગળ થંઇ ભૂમધ્ય સમુદ્રમાંથી સૂએઝની ન્હેરમાં દાખલ થઇ રાતા સમુદ્રમાં દાખલ થાય છે, અને ત્યાંથી હિંદિ મહાસાગરમાં દાખલ થઇ મુંબઇ આવે છે. પણ મુસાફરો લંડનથી ડોવર જાય છે અને પછી ફ્રાન્સમાં આવેલું કેલે શેહેર ઓળંગે છે. ત્યાંથી આગગાડી મારફત **મૉંગસેની** ટનેલમાંથી ઇટલીની અગ્નિ કોણે "બ્રિન્ડીઝી" આગળ આવે છે ત્યાં કેટલીક આગબોટ ઉભી રહે છે. ત્યાંથી ઉપર જણાવ્યા મુજબ ભૂમધ્ય સમુદ્રના બાકીના ભાગમાંથી મુંબઇ આગબોટમાં આવે છે. કેઇપ ઑવ ગુડ હોપને રસ્તે થઇ આગબોટને મુંબઇ આવતાં ૧૦,૭૫૩ માઇલની મુસાફરી કરવી પડે છે. જીબ્રૉલ્ટર અને માર્સેલ્સ માર્ગે દરીઆઇ મુસાફરી ૬, ૫૭૦ માઇલની થાય છે, ને તેને ૨૨ દિવસ લાગે છે. બ્રિન્ડીઝીવાળી મુસાફરી ૫,૪૩૯ માઇલની છે ને તેને ૧૪ દિવસ લાગે છે.

## (૨). હિંદી ચીન અથવા ફર્ધર ઇન્ડિઆ.

એ ચીનાઇ રાજ્યની દક્ષિણે અને ભરતખંડની પૂર્વે મોટો દ્વીપકલ્પ છે.

**રાજકીય વિભાગો.**—ફ્રેન્ચોના તાબામાં **કામ્બોડિઆ, કોચિન-ચીન, આનામ,** અને **ટોંકિંગ; લેઓસ ટેરીટરી,** એ દેશી રાજ્ય ફ્રેન્ચોના રક્ષણ નીચે છે. **સીઆમ** એ સ્વતંત્ર રાજ્ય છે, પણ એનો રાજા બ્રિટિશની સલાહ પ્રમાણે ચાલે છે. બ્રિટિશોના તાબામાં **મલે** દ્વીપકલ્પનો દક્ષિણ છેડો છે, જેમાંનો થોડો ભાગ દેશી રાજ્યનો છે જેને **"ફેડરેટેડ મલે સ્ટેટસ"** કહેછે

**નદીઓ.**—રેડ (રાતી) નદી, ચીનમાંથી નિકળી ટોંકિંગના અખાતમાં પડે છે; **મીકોંગ,** એ બ્રહ્મદેશ તથા ચીનમાંથી વહી સીઆમના અખાતમાં પડે છે; **મીનામ,** એ સીયામના પશ્ચિમ ભાગમાંથી વહી સીયામના અખાતમાં પડે છે.

**ભૂશિરો.**—**નિગ્રેસ,** નૈઋત્યે; **કામ્બોડિઆ,** કોચિન-ચીનની દક્ષિણે; **રોમાન્યા,** મલાયાની દક્ષિણે.

**સંયોગી ભૂમિ.**—**ક્રા,** મલાયા અને ખંડની વચ્ચે.

**અખાત.**—**માર્ટાબાન** અને **સીયામનાં** અખાત, દક્ષિણમાં; **ટાંકીન,** ઇશાન કોણે.

**સામુદ્રધુની.**—**મલાક્કાની,** મલાયા અને સુમાત્રાની વચ્ચે.

**મુખ્ય શેહેરો:**—હેનોઇ, ટોંકિનનું મુખ્ય શેહેર; **હ્યૂએ** (બંદર), આ નામનું મુખ્ય શેહેર; **સાઇગોન** (બંદર), કોચીન-ચીનનું મુખ્ય શેહેર. **યૂડોંગ** (મીકોંગ નદી ઉપર), કેમબોડીઆનું મુખ્ય શેહેર; એ બધાં ફ્રેન્ચોનાં છે. સીયામનું મુખ્ય શેહેર **બાંકોક,** મીનામ નદી ઉપર, અને **અયૂથિઆ** (જુનું રાજધાનીનું શેહેર).

બ્રિટિશના તાબામાં.—**સ્ટ્રેઇટસ સેટલમેન્ટસ,**—એમાં નીચેના પ્રાંતો આવેલા છે:—

૧. **પીનાંગ.**—મુ. શે. જ્યોર્જ ટાઉન. એની સાથે **પ્રોવિન્સ વેલ્સલે** જોડી દીધો છે. (૨) **મલાક્કા.** (૩) **સિંગાપુર,** એ દુનિયામાં

એક મોટું અગત્યનું બંદર છે. સ્ટેઇટસ સેટલમેન્ટસ (એ ક્રાઉન કૉલોની)ના પેટામાં સુમાત્રાની દક્ષિણે આવેલા **કીલીંગ** અથવા **કોકોસ** બેટો તથા જાવાની દક્ષિણે આવેલો **ક્રિસ્ટમસ** ટાપુ છે. "ફેડરેટેડ મલે સ્ટેઇટસ" જે અંગ્રેજોના રક્ષણ નીચે છે તે ચાર છેઃ—**પેરા, સલંગોર, નેગ્રી સેમ્બીલન** અને **પાહાંગ.**

એ હિંદી ચીનૂ મુલકની જમીન ઘણી ફળદ્રુપ છે. એમાં સાગ, ગુંદર, રબર, વાંસ, રૂ, તંબાકુ, મરી, તેજાના, કાથો, પુષ્કળ થાય છે ને તેનો મોટો વેપાર ચાલે છે. ટોંકિનમાં રેશમ થાય છે. "ફેડરેટેડ મલે સ્ટેઇટસ" માંથી એટલી **કલાઈ** મળે છે કે દુનિયામાં ખપતી અડધી એમાંથી મળે છે.

---

## (૩). તુર્કસ્તાન (એશ્યાનું).

**સીમા.**—ઉત્તરે, મારમોરાનો સમુદ્ર, કાળો સમુદ્ર, અને કૉકેસસ પ્રાંતો; પૂર્વે, ઇરાન; દક્ષિણે, ઇરાની અખાત અને અર્બસ્તાન; પશ્ચિમે, રાતો સમુદ્ર, ભૂમધ્ય સમુદ્ર, અને આર્કિપેલેગો.

**ભૂશિર.**—બાબા, એશ્યા માઇનૉરની પશ્ચિમે.

**બેટ.**—**સાઇપ્રસ** (**અંગ્રેજનો**, મુ૦ શે૦ **નિકોશીઆ**) અને રોડ્ઝ, લિવાન્ટમાં.

**પર્વતો.** તૌરસ, આન્ટી તૌરસ, આરારાટ, અને લેબેનન.

**સમુદ્રો અને અખાતો.**—કાળો સમુદ્ર; આર્કિપેલેગો; ભૂમધ્ય સમુદ્ર; રાતો સમુદ્ર; ઇરાની અખાત.

**નદીઓ.**—કિઝિલ અર્માક, કાળા સમુદ્રમાં પડે છે; સિહૂન, જીહૂન, અને ઑરોન્ટિઝ. લિવાન્ટમાં પડે છે; જૉર્ડન, મૃત સરોવરમાં પડે છે; **યુફ્રેઇટિઝ અને તૈગ્રસ,** તૌરસ પર્વતમાંથી નીકળી મેસોપોટેમીઆમાં થઇ બન્ને એકઠી મળી (શટલ-આરબ) ઇરાની અખાતમાં પડે છે.

**સરોવરો.**—ટઝ ગૉલ, એશ્યા માઇનૉરમાં; વાન, આર્મીનિઆમાં; ગૅલિલીનો સમુદ્ર અને મૃત સરોવર, પાલેસ્ટાઇનમાં.

### મુખ્ય ભાગો તથા શેહેરોઃ—

(૧) **એશ્યામાઇનૉરનો** ઉચ્ચ પ્રદેશ—એ **કાળો સમુદ્ર** અને

ભૂમધ્ય સમુદ્રની વચ્ચે છે. **મુખ્ય શેહેરો:**—**સ્મર્ના** (સૂકો મેવો, રૂ અને રેશમ), પશ્ચિમમાં; એફિસસ; બ્રુસા; સ્કુટેરી, સિનોપ અને ટ્રેબિઝૉંડ (ત્રણે કાળા સમુદ્ર ઉપર બંદરો); અંગોરા, એમાં સુંદર ઉનવાળા બકરા થાય છે; કૉનીએ; ટાર્સસ.

(૨) **આર્મીનિઆનો** ઉચ્ચ પ્રદેશ—એ કાળા સમુદ્રના અગ્નિ કોણમાં છે. મુ૦ શે૦—અર્ઝરૂમ અને વાન.

(૩) **સિરિઆ, પાલેસ્ટાઇન** સાથે—એ યુફ્રેટિઝ નદી અને ભૂમધ્ય સમુદ્રની વચ્ચે છે. **સિરિઆમાં** મુ૦ શે૦—**અલેપ્પો**; સ્કૅન્ડેરૂન (બંદર); **ઍન્ટીઑક**, ઑરૉન્ટિઝ ઉપર; લટેકીઆ (તંબાકુ) અને ત્રિપોલી (એ બંદરો); ડમાસ્કસ (તરવાર બને છે); બેરૂટ (બંદર). **પાલેસ્ટાઇનમાં** મુ૦ શે૦—જેરૂસલમ; એકર; જાફા.

(૪) **કુર્દિસ્તાન.**—એ આર્મીનિઆની દક્ષિણે છે. એમાં જાણવા જોગ શેહેર નથી.

(૫) **અલજેઝીરા** અથવા **મેસોપોટેમિઆ.**—એ યુફ્રેટિઝ અને તૈગ્રિસ નદીઓની વચ્ચે છે. મુ૦ શે૦—**મૉસલ**, તૈગ્રિસ નદી ઉપર; ડાયર બકર.

(૬) ઇરાક **અરબી** અથવા **ખાલ્ડીઆ.**—એ યુફ્રેટિઝ અને તૈગ્રિસ નદીનાં મુખ તરફ છે. મુ૦ શે૦—બગદાદ, તૈગ્રિસ ઉપર; હિલ્લે, યુફ્રેટિઝ ઉપર; બસ્રા, યુફ્રેટિઝ અને તૈગ્રિસના સંગમ ઉપર, વેપારનું મથક.

આ દેશ યૂરપના તુર્કસ્તાનના સુલતાનને તાબે છે. એમાં મેવા, કપાસ, તંબાકુ, અફીણ વગેરે નિપજે છે. એશ્યા માઇનૉર અને આર્મીનિઆમાંથી ત્રાંબું, રૂપું, સીસું, લોઢું વગેરે નિકળે છે. સિરિઆમાં કોયલાની ખાણો છે. રહેવાસીઓમાં તુર્કો, આરબો, ગ્રીકો, આર્મીનિઓ, યહુદીઓ વિગેરે છે.

---

## (૪). અરબસ્તાન.

**સીમા.**—ઉત્તરે, તુર્કસ્તાન; પૂર્વે, ઇરાની અખાત અને ઓમનનું અખાત; દક્ષિણે, અરબ્બી સમુદ્ર; પશ્ચિમે, રાતો સમુદ્ર.

**ભૂશિર.**—રાસલ હદ, અગ્નિ કોણમાં છે.

**પર્વતો.**—જેબલ શમાર, હૉરેબ, અને સિનાઇ.

**બેટ.**—બ્હેરીન બેટ, (મોતી પાકવાનું મુખ્ય સ્થળ) ઇરાની અખાતમાં છે. એની આસપાસથી મોતી નીકળે છે. **પેરિમ** (**અંગ્રેજનો**), બાબલ માંડબની સામુદ્રધુની આગળ.

**સમુદ્ર, અંખાત અને સામુદ્રધુની.**—રાતો સમુદ્ર; એડન અને ઓમનનાં અખાતો; બાબલ માંડબની સામુદ્રધુની.

## અર્બસ્તાનના રાજકીય ચાર ભાગ છેઃ—

(૧) **તુર્કી અર્બસ્તાન.**—એમાં મુખ્ય પ્રાંતો **હેડજાઝ,** મુ૦ શે૦ **મક્કા** (મહમ્મદની જન્મભૂમિ) તથા **યેમેન,** મુ૦ શે૦ મોખા (બુંદને માટે પ્રખ્યાત) રાતા સમુદ્ર ઉપર છે. **એલહાસા** ઇરાની અખાતની પશ્ચિમે છે. એ શિવાય હેડજાઝમાં જીદ્દા (બંદર), **મદીના** (એમાં મહમ્મદની કબર છે), તથા **યેમ્બો** (બંદર) છે. યેમેનમાં **સાના** તથા હોડીડા છે.

(૨) **મિસરી અર્બસ્તાન.**—સીનાઇનો દ્વીપકલ્પ મિસર દેશના રાજાને તાબે છે.

(૩) **બ્રિટિશ અર્બસ્તાન.**—**પેરિમ**નો બેટ તથા **એડન** બંદર તેના આસપાસના મુલક સાથે. એડન એ ઘણું સારૂં બંદર છે અને વેપારને માટે ઘણું અગત્યનું છે.

(૪) **દેશી રાજ્ય.**—સૌથી પ્રબળ દેશી રાજ્ય ઓમાનનું છે. મુ૦ શે૦ **મસ્કત** અર્બસ્તાનમાં સૌથી મોટું શેહેર છે.

આ દેશના ઘોડા ઘણા વખણાય છે. વળી એમાં ઉંટ અને સાંઢણીઓ થાય છે. એમાં રેતીનાં રણો છે. અહિંનાં લોકો (**આરબ**) પોતાનાં ઢોરોને લઇને આમતેમ રખડે છે. એમાંથી લોબાન, ગુંદર, તથા મેવો બહાર દેશાવર જાય છે.

---

## (૫). ઇરાન.

**સીમા.**—ઉત્તરે, યૂરોપી અને એશયાઇ રૂશ્યા, અને કાસ્પિઅન

સમુદ્ર; પશ્ચિમે, એશ્યાઇ તુર્કસ્તાન; દક્ષિણે, ઇરાની અખાત; પૂર્વે અફઘાનિસ્તાન અને બલુચિસ્તાન.

**દ્વીપો.**—કર્ક (ઇરાનને તાબે), એની આસપાસથી મોતી નીકળે છે. કિસ્મ અને ઑર્મેઝ (મસ્કતના ઇમામને તાબે). [છેડે, હિંદુ કુશ.

**પર્વતો.**—એલ્બુર્ઝ અને એલ્વન્ડ, કાસ્પિઅન સમુદ્રની દક્ષિણે પૂર્વે

**નદીઓ.**—આરાસ અને કિઝિલ ઉઝૂન, બન્ને કાસ્પિઅન સમુદ્રમાં પડે છે.

**સરોવર.**—ઉરૂમીઆ, વાયવ્ય કોણે; નિરિસ, શિરાઝ પાસે.

**અખાત અને સામુદ્રધુની.**—ઇરાની અખાત, દક્ષિણે; ઑર્મેઝની સામુદ્રધુની, ઇરાની અખાત અને હિન્દી મહાસાગરને જોડે છે.

**મુખ્ય શેહેરો.**—**તહેરાન**, રાજધાની, શેત્રંજીને માટે પ્રખ્યાત છે. ટેબ્રિઝ (એ રૂશ્યા સાથેના વેપારનું મથક), વાયવ્યે; ઉરૂમીઆ; ઇસ્પહાન (અસલની રાજધાની); રેશ્ટ, બાલફ્રશ અને આસ્ત્રાબાદ (ત્રણે બંદરો); યેઝ્ડ; મશદ; શિરાઝ (સારો દારૂ); કરમાનશાહ (શેત્રંજી તથા તલવારનાં કારખાનાં); બુશીર; અને ગૉમ્બ્રુન અથવા બંદર અબાસ (બન્ને બંદરો).

આ દેશના રાજાને **શાહ** કહે છે. હાલ થોડુંક થયાં રાજ્યકારોબારમાં પ્રજાતત્વ ઉમેરાયું છે, અને કાયદા બાંધનારી સભાનો પ્રમુખ શાહ છે. અહિંના લોકો (**ઈરાની**) શેત્રંજી, શાલ, તલવાર, કટાર, વગેરે બનાવવામાં ઘણા કુશળ છે. રેશમી કાપડ તથા મેવા દેશાવર મોકલવામાં આવે છે.

---

## (૬). અફઘાનિસ્તાન.

**સીમા.**—ઉત્તરે, સ્વતંત્ર તુર્કસ્તાન; પશ્ચિમે, ઇરાન; દક્ષિણે, બલુચિસ્તાન; પૂર્વે, ભરતખંડ.

**પર્વતો.**—હિન્દુ કુશ, ઉત્તરમાં; સુલેમાન, પૂર્વમાં.

**નદી.**—કાબૂલ (સિંધુનો ફાંટો); હેલ્મંડ, સીસ્ટન સરોવરમાં પડે છે.

**મુખ્ય શેહેરો.—કાબૂલ** (રાજધાની) અને જલાલાબાદ, બન્ને કાબૂલ નદી ઉપર. ગીજની, અસલની રાજધાની. એની નૈઋત્યે કંદહાર; હેરાત, વાયવ્યેં ઘણો અગત્યનો કસબો છે: અને બલ્ખ.

અહિંના રાજાને **અમીર** કહે છે, ને તે સ્વતંત્ર છે. આ દેશમાંથી સુકો મેવો, હીંગ, ઘોડા વગેરે બહાર દેશાવર જાય છે.

## (૭). ચીનાઇ રાજ્ય.

**સીમા.**—ઉત્તરે, એશ્યાઇ રૂશ્યા; પૂર્વે, પાસિફિક મહાસાગર; દક્ષિણે, હિન્દી ચીન અને ભરતખંડ; પશ્ચિમે, પશ્ચિમ તુર્કસ્તાન.

**દ્વીપો.—**હૈનાન; મકાઉ (ફિરંગીને તાબે); **હૉંકૉંગ** (અંગ્રેજનો, મુ૦ શે૦ વિક્ટોરીઆ), એ સઘળા શુદ્ધ ચીનની દક્ષિણે.

**પર્વતો.**—થીઆનશાન, પૂર્વ તુર્કસ્તાનમાં; ઑલ્ટાઇ, ઉત્તરમાં; ઇન્શાન અને ખિન્ગાન, મંગોલિઆ અને મંચૂરિઆની વચ્ચે; ક્વેનલૂન અને કારાકોરમ, ટિબેટમાં; **હિમાલય,** ટિબેટની દક્ષિણે; યુનલિંગ, પેશન અને નાનશાન, શુદ્ધ ચીનમાં.

**અખાત અને સમુદ્ર.**—ચીનાઇ સમુદ્ર અને ટૉંકીનનું અખાત, શુદ્ધ ચીનની દક્ષિણે; હવાંગહાઇ અથવા પીળો સમુદ્ર, પૂર્વમાં.

**સરોવરો.**—ટૂંગટિંગ, શુદ્ધ ચીનમાં; ટૅંગ્રીનોર, માન, રાવણહ્રદ અને પાલ્ટી, ટિબેટમાં; લૉબ નોર, પૂર્વ તુર્કસ્તાનમાં.

**નદીઓ.—યાંગસિકિયાંગ** (એશ્યામાં સૌથી લાંબી) અને **હોઆંગહો** અથવા **પીળી** નદી, શુદ્ધ ચીનમાં, બંને પીળા સમુદ્રમાં પડે છે. પીહો અથવા શ્વેત નદી, ઉત્તરમાં; કંતાન, દક્ષિણમાં; તરીમ, પૂર્વ તુર્કસ્તાનમાં; આમૂર, મંચૂરિઆમાં; **સિંધુ** અને **સામ્પુ,** ટિબેટમાં.

**રાજકીય વિભાગો તથા મુખ્ય શેહેરો:—**

(૧) **શુદ્ધ ચીન.—પેકીન,** રાજધાની, પીહો ઉપર; ટીન્ટસીન (બંદર); હૅંકાઉ અને નાનકીન, યાંગ્સિ ઉપર; નિંગ્પો, **શૅંઘાઈ, ફુચ્ચુ,** એમૉય, સ્વાટો, અને કંતાન, એ છ બંદરો.

(૨) **ટિબેટ.—લાસા,** સામ્પુ નદી ઉપર. એ બુદ્ધ ધર્મનું મુખ્ય સ્થળ છે, ને એમાં "દલાઇ લામા" રહે છે.

(૩) **ચીનાઈ તુર્કસ્તાન** અથવા **સિકિયાંગ.**—એમાં **પૂર્વ તુર્કસ્તાન** તથા **સંગેરિઆ** એ બે પ્રાંતો આવેલા છે. પૂર્વ તુર્કસ્તાનનું મુખ્ય શેહેર **યાર્કન્ડ** (યાર્કન્ડ નદી ઉપર) તથા કાશ્ગર.

(૪) **મંગોલિઆ.—ઉર્ગા.** રૂશ્યન સરહદ ઉપર **મૈમાચીન** ઘણું અગત્યનું શેહેર છે. આ ભાગમાં **શૅમો** અથવા **ગોબી**નું રણ છે.

(૫) **મંચૂરિઆ**—મુ૦ શે૦ **મુકદન, કિરિનુલા,** સઘેલિયનુલા, **હાર્બિન**; **તાલીએનવાન,** એમાં રૂશ્યાનો જબરો કિલ્લો છે અને અહીંયા રૂશ્યાએ **ડાલ્ની** નામનું શેહેર બાંધ્યું છે; અને **પોર્ટ આર્થર.** એ બંદરો જે પેચીલીના અખાત ઉપર છે તે રૂશ્યાને ચીનાઇ સરકારે પચ્ચીસ વરસને પટે આપ્યાં છે.

**કોરીઆ.**—મુ૦ શે૦ **સીઉલ. ચેમલ્પો** (બંદર) **ફ્યુસાન** તથા **ઊવેનસાન** બંદરો પરદેશી વેપાર માટે ખુલ્લાં છે. કોરીઆ અગાઉ નામનો ચીનને તાબે હતો, પણ સને ૧૮૯૫ માં રૂશ્યા અને જાપાન વચ્ચે લડાઇ થઇ તેને પરિણામે એ સ્વતંત્ર થયો; અને સને ૧૯૦૫ ના કરારથી એમાં જાપાનના લાભો સૌથી વધારે સાચવવામાં આવ્યા છે. એમાં બુદ્ધ ધર્મ ચાલે છે.

શુદ્ધ ચીનમાં ૭૦૦ માઇલ લાંબી એક **નહેર** છે તે દુનિઆમાં સૌથી મોટી છે. એ દેશની ઉત્તર હદ તરફ એક **મોટો કોટ** ૧૪૦૦ માઇલ લાંબો આવેલો છે. **રેશમી કાપડ** તથા **ચીનાઈ વાસણ** અહિંના લોકો ઘણાંજ સારા બનાવે છે. **બંદૂકના દારૂની** બનાવટ, **છાપવાની કળા** તથા હોકાયંત્રની શોધ આ દેશમાં પહેલી થઇ એમ કહેવાય છે. ચીના લોકો **અફીણ** બહુ પીએ છે. બધાં રાજ્ય કરતાં ચીનાઇ રાજ્ય **વસ્તીમાં પહેલું** અને **વિસ્તારમાં ત્રીજું** છે. શુદ્ધ ચીનમાં ચોખા કપાસ તથા ઉચી **ચ્હા** ઘણી થાય છે. એ દેશમાંથી ઘણી જાતની ધાતુઓ અને કોયલા નીકળે છે. વળી એક જાતની માટી નીકળે છે તેનાં વાસણ બને છે. ટિબેટનાં ઘેટાંનું ઉન સરસ હોય છે. ચીનાઇ રાજ્યમાં લોકોનો ઘણો ભાગ બુદ્ધ ધર્મ માને છે.

**ટીપ.**—નવા ફેરફારો :—

**જર્મની.**—સને ૧૮૯૮ માં ચીનના પાદશાહે ૯૯ વરસને પટે કીઆઉચાઉ બંદર જર્મનીને આપ્યું.

**રૂશ્યા.**—સને ૧૮૯૮ માં ચીનના પાદશાહે ૨૫ વરસને પટે પોર્ટ આર્થર અને તાલીએન ઊવૅન રૂશ્યાને આપ્યા.

**ફ્રાન્સ.**—સને ૧૮૯૮માં ચીનના પાદશાહે **ક્વાંગ-ચૅા-વેનનો** પટો ફ્રાન્સને કરી આપ્યો.

**ઈંગ્લંડ.**—સને ૧૮૯૮ માં ચીનના પાદશાહે અંગ્રેજને **ઊવેહાઇ-ઊવેનો** પટો કરી આપ્યો

## (૮). જાપાન અથવા નિપ્પોન.

એ બેટનું રાજ્ય એશ્યાને પૂર્વ કિનારે આવ્યું છે. કામચાટકાથી ફિલિપ્પાઇન બેટ સુધીના લગભગ બે હજાર માઇલ સુધીમાં લગભગ ચાર હજાર ટાપુઓ છે, તેમાં મુખ્ય **હૉણ્ડો, યેસ્સો, કયુશ્યુ, શિકોકયુ,** અને **ફૉરમોસા** છે. **ફૉરમોસા** ટાપુ જાપાનીઓએ ચીન પાસે સને ૧૮૯૫ માં લડાઇમાં લીધો—એ બધા ઘણા પહાડી છે. **ફ્યુજીઆમા** કરીને એક જ્વાળામુખી પર્વત હૉણ્ડોમાં છે તે સૌથી ઊંચો છે. એમાં આસરે ૪૦ બળતા જ્વાળામુખી પહાડો છે. એમાં ધરતીકંપ સાધારણ છે. નદીઓ ટૂંકી ટૂંકી છે અને બંદરો ઘણાં છે. **ક્યૂરાઇલ** બેટો ઇશાને છે અને **લુચ્યુ,** નૈઋત્યે છે. **સગેલીઅન** બેટનો દક્ષિણનો અડધો ભાગ સને ૧૯૦૫ માં કરારની રૂએ જાપાનને મળ્યો.

**સમુદ્ર**—જાપાની સમુદ્ર, જાપાનની પશ્ચિમે છે. [ વચ્ચે છે.

**સામુદ્રધુની—લાપેરૂઝની** સામુદ્રધુની સઘેલ્યન અને યેસ્સોની

**મુખ્ય શેહેરો:—ટોકીઓ** અથવા **યેડ્ડો** રાજધાનીનું શેહેર છે. એ હાથીદાંતનો સામાન અને દીવાસળીને માટે પ્રખ્યાત છે; **ઓસાકા,** એમાં રૂ કાંતવાની સાંચા ઘણા છે; **કીઓટો,** એમાં ઉત્તમ ચ્હા થાય છે અને રેશ્મી કાપડ વણાય છે; **નાગોયા,** એમાં માટીનાં વાસણ, ઘડીયાળો અને કાગળો પુષ્કળ થાય છે; **યૅાકોહામા,** એ યૂરોપી વેપારનું મુખ્ય

સ્થળ છે. **કોબી**, મોટું બંદર છે; એમાંથી ચ્હાનો પુષ્કળ નિકાસ થાય છે; **નાગાસાકી**, એની પડોસમાં કોલસાની ખાણો છે; **મૅટસમઇ** અને **હાકોડેટ** બીજાં અગત્યનાં શેહેરો છે. એ ટાપુઓમાંથી રેશમ, ચ્હા, ધણી, કપુર, મીણ, ત્રાંબુ અને કોલસો, સુરોખાર વગેરે જથાબંધ પરદેશ મોકલવામાં આવે છે. ૩. ઊન અને ધાતુનો સામાન, તેલ, ચોખા વગેરે પરદેશથી ઘણું આવે છે.

પાદશાહને "**મીકાડો**" કરીને કહે છે થોડા વખત ઉપર તે પૂર્ણ સત્તાવાળો રાજા હતો, પણ થોડુંક થયાં ઈંગ્લંડ જેવી પાર્લ્યમેન્ટ એમાં સ્થાપવામાં આવી છે. એ દેશનો મોટો ભાગ **બુદ્ધ** ધર્મ પાળે છે

---

## (૯). રૂશ્યાનું રાજ્ય.

**સીમા.**—ઉત્તરે, ઉત્તર મહાસાગર; પૂર્વે, બ્હેરિંગ, કામચાટકા અને ઑખોટસ્કના સમુદ્રો; દક્ષિણે, ચીનાઇ રાજ્ય, તુર્કસ્તાન અને ઇરાન; પશ્ચિમે, કાસ્પિઅન સમુદ્ર, ઉરલ નદી અને ઉરલ પર્વત.

**ભાગો.**—એના ૩ ભાગ છે:—(૧) **સાઇબીરિઆ**; (૨) **પશ્ચિમ તુર્કસ્તાન**; (૩) **કૅાકેશસ પ્રાંતો.**

**ભૂશિરો.**—સેવેરો, ઉત્તરમાં; પૂર્વ ભૂશિર, ઇશાન કોણે; લોપાટકા, કામચાટકાની દક્ષિણે.

**દ્વીપો.**—લીઆકૅાવ, ઉત્તર મહાસાગરમાં; સઘેલિયન, તાર્તરિના અખાતમાં; એલ્યૂશન અથવા ફૉક્સ, કામચાટકાની પૂર્વે.

**દ્વીપકલ્પ.**—**કામચાટકાનો** દ્વીપકલ્પ, સાઇબીરિઆની પૂર્વે, મુ૦ શે૦ **પેટ્રોપોલોવ્સ્કી.**

**પર્વતો.**—**ઑલ્ટાઇ**, દક્ષિણમાં; યેબ્લોનૅાઇ અને સ્ટૅનોવૅાઇ, પૂર્વમાં; **ઉરલ** અને **કૅાકેસસ**, પશ્ચિમમાં.

**સરોવરો.**—**બેઇકલ** (એશ્યામાં સૌથી મોટું મીઠા પાણીનું), સાઇબીરિઆની દક્ષિણે; બાલકશ, ઍરલ, અને **કાસ્પિઅન** (દુનિયામાં **સૌથી મોટું ખારા પાણીનું**), પશ્ચિમમાં.

**નદીઓ.**—ઉરલ, કાસ્પિઅનમાં પડે છે. ઓબી, યેનિસઇ અને લેના, ઑલ્ટાઇમાંથી નીકળી ઉત્તર મહાસાગરમાં પડે છે. આમૂર, તાર્ત્તરિના અખાતમાં પડે છે. સિર દરિઆ અથવા જગ્ઝાર્ટિસ અને આમુ દરિઆ અથવા ઑક્સસ, ઍરલ સરોવરમાં પડે છે.

**અખાત અને સમુદ્ર.**—ઓબી અને યેનિસઇનાં અખાત, ઉત્તરમાં; અનાદીરનું અખાત, કામચાટકા અને ઑખોટસ્કના સમુદ્રો, અને તાર્ત્તરિનું અખાત, પૂર્વમાં.

**મુખ્ય શેહેરો:**—

(૧) **સાઇબીરિઆ**—ટોબોલ્સ્ક (રાજધાની) અને ઑમ્સ્ક બન્ને ઇર્ટિશ નદી ઉપર; ઇર્કુટસ્ક, બૈકલ સરોવર આગળ; યાકુટસ્ક, લેના ઉપર; યેનિસીસ્ક, યેનિસઇ ઉપર; ઑખોટસ્ક (બંદર).

(૨) **પશ્ચિમ તુર્કસ્તાન.***—**બોખારા,** રાજધાની; ખીવ, ઑક્સસ નદી ઉપર; ખોકન, બાબરની જન્મભૂમિ; આસ્કાબાદ; સમરકંદ, તૈમૂરની રાજધાની; ટાશ્કંડ; મર્વ.

(૩) **કૉકેસસ પ્રાન્તો.**—**ટિફ્લીસ** (રાજધાની); ઍરિવાન, એરિવાન સરોવર ઉપર; કાર્સ; **બાકુ,** અહિં પેટ્રોલ્યમનો જંગી વેપાર છે. **બાટુમ,** બંદર છે.

આ દેશ યૂરોપના રૂશ્યાના ઝારને તાબે છે. એમાંથી ઘણા કિમ્મતી ખનિજ પદાર્થો નીકળે છે. ઉરલ પર્વતમાંથી સોનું અને ઑલ્ટાઇમાંથી સોનું અને રૂપું બન્ને નીકળે છે. એ દેશ ઘણોજ ઠંડો છે. વનસ્પતિ જુજ થાય છે.

## (૧૦). પૂર્વ હિન્દિ બેટો.

આ ટાપુઓને **મલે આર્કિપેલેગો** પણ કહે છે. એના ચાર સમૂહો પાડેલા છે.

(૧) **મ્હોટા સંડા ટાપુઓ.**
(૨) **ન્હાના સંડા ટાપુઓ.**
(૩) **મલાક્કા બેટો.**
(૪) **ફિલિપ્પાઇન બેટો.**

---

* એના કેટલાક ભાગ ઉપર દેશી રાજાઓનો પણ હક છે. પણ **ખોકન** અને **ખીવ** રૂશ્યાએ પોતાના રાજ્ય સાથે જોડી દીધા છે.

(૧) **મ્હોટા સંડા ટાપુઓના સમૂહમાં** નીચેના ટાપુઓ સમાયલા છે.

(અ) **સુમાત્રા,** મલાક્કાની સામુદ્રધુનીની પશ્ચિમે, મુ૦ શે૦ **પેડેંગ.** બેંક્લેન, એચીન અને પાલેમ્બંગ, એ અગત્યનાં બંદરો છે. એ ડચ લોકોને તાબે છે.

(આ) **જાવા,** સુમાત્રાની પૂર્વે; મુ૦ શે૦ **બટેવીઆ;** સેમેરેંગ અને સુરાબાયા એ મ્હોટાં બંદરો છે. એ ડચ લોકોને તાબે છે.

(ઇ) **બોર્નિઓ,** મુ૦ શે૦ **બેન્જરમોસન.** એ ટાપુનો લગભગ બે તૃતીઆંશ ડચ લોકોને તાબે છે. વાયવ્ય દિશામાં **સારાવાક**નું રાજ્ય છે તે અંગ્રેજના રક્ષણ નીચે છે. સારાવાકની ઇશાને **બ્રૂનીઆઇ**નું રાજ્ય છે તે પણ અંગ્રેજોના રક્ષણ નીચે છે. એની પેલી તરફ ઉત્તર **બોર્નિઓ** પણ અંગ્રેજને તાબે છે, એની પાસે **લાબૂઅન** ટાપુ અંગ્રેજને તાબે છે. એમાં કોલસાની ખાણો ઘણી છે; કપૂર, તેજાના, સાગ વગેરે પુષ્કળ થાય છે.

(ઉ) **સેલીબીસ,** બોર્નિઓની પૂર્વે; મુ૦ શે૦ **મેકસર,** અને મીનાડો. એ ડચ લોકોને તાબે છે.

(૨) **ન્હાના સંડા દ્વીપો.**

(અ) **તેમોર,** એ ડચ લોકોને તાબે છે.

(૩) **મોલક્કા** અથવા **સ્પાઇસ** (તેજાનાના) બેટો; મુ૦ શે૦ એમ્બોયના અને બૅન્ડા ટાપુઓ ડચ લોકોને તાબે છે.

(૪) **ફિલિપ્પાઇન બેટો.** એના પેટામાં ન્હાના ન્હાના બેહજાર ટાપુઓ છે. એમાં **લૂઝોન** અને **મીન્ડાનાઓ** મુખ્ય છે. એ સ્પેઇને યુનાઇટેડ સ્ટેઇટ્સને સને ૧૮૯૮ માં આપ્યા. એનું મુખ્ય શેહેર અને બંદર **માનીલા** છે. એ સિગાર (બીડીઓ)ને માટે ઘણું પ્રખ્યાત છે

પેપૂઆ અથવા ન્યુ ગીની, એ થોડા ડચ લોકોને, થોડા જર્મન લોકોને, અને થોડા અંગ્રેજ લોકોને તાબે છે. મુ૦ શે૦ પોર્ટ મોરેસ્બી.

## એશ્યા ખંડનાં મુખ્ય બંદરો:—

**કાળા** સમુદ્ર ઉપર.—ટ્રેબિઝૉન્ડ, સિનોપ અને સ્કુટેરી.

**ભૂમધ્ય** સમુદ્ર ઉપર.—સ્મર્ના, બેરૂટ, એકર, જાફા.

**રાતા** સમુદ્ર ઉપર.—યેમ્બો, જીદ્દા, મોખા.

**એડનના અખાત** ઉપર.—એડન, મકલ્લા.

**અરબ્બી** સમુદ્ર ઉપર.—મસ્કત.

**ઇરાની** અખાત ઉપર.—ગૉમ્બ્રુન અને બુશીર.

**ભરતખંડ**ને કિનારે.—જૂઓ પાને ૪૯ મે.

**મલાક્કા**ની સામુદ્રધુની ઉપર.—પિનાંગ, મલાક્કા, સિંગાપુર.

**ચીનાઇ** સમુદ્ર ઉપર.—બાંકૉક, સાઇગૉન, હુએ, મકાઉ, હૉંકૉંગ, કંતાન, સ્વાટો, એમૉય, ફુચ્યુ, નિંગ્પો, શૅંઘાઇ, નાનકીન,

**પીળા** સમુદ્ર ઉપર.—ચેફુ, ટીન્ટસીન.

**જાપાન**ને કિનારે.—નાગાસાકી, યૉકોહામ, હાકોડેટ.

**કામચાટકાના** સમુદ્ર ઉપર.—પેટ્રોપોલોવ્સ્કી.

## એશ્યા ખંડમાં અંગ્રેજના તાબાના મુલકો.

(૧) **સાઇપ્રસ.** એ ટાપુ ભૂમધ્ય સમુદ્રની પૂર્વે છે. એ તુર્કસ્તાન પાસેથી સને ૧૮૭૮ માં અંગ્રેજોને મળ્યો. એમાં ગ્રીક અને તુર્કોની વસ્તી છે. મુખ્ય શેહેર **નીકોસીઆ,** મધ્યમાં છે. **લાર્નાકા** બંદર દક્ષિણે છે.

(૨) **એડન અને પેરીમ.** યૂરોપથી હિન્દુસ્તાન આવવાનો મ્હોટો રસ્તો સૂએઝની ન્હેરમાં થઇ રાતા સમુદ્રમાં થઇ આવવાનો છે. રાતા સમુદ્રના દક્ષિણ છેડા આગળ બાબલ માન્ડેબની સામુદ્રધુની છે. એ માર્ગ ઉપર અધિકાર રાખવા તથા આગબોટો સહીસલામત જાય એ હેતુથી અંગ્રેજોએ પેરીમ ટાપુનો કબજો લીધો અને ત્યાં એક ઉંચી ખડક ઉપર દીવાદાંડી બાંધી. એ ટાપુથી સો માઇલને છેટે પૂર્વ દિશામાં મજબૂત

કિલ્લેબંધી શેહેર **એડન** છે. અહીંઆ આગબોટોને માટે કોલસાનો તથા ખોરાકનો સંગ્રહ કરી રાખવામાં આવે છે. એ અંગ્રેજોએ ૧૮૩૯ માં લીધું હતું. એમાં વરસાદ ત્રણ વરસમાં એકાદવાર પડે છે અને પડે છે ત્યારે પુષ્કળ પડે છે. એ મુંબઇ ઇલાકાના તાબામાં છે.

(૩) **હિંદુસ્તાન.** એને વિષે આગળ વર્ણન કરી ગયા છીએ.

(૪) **સિંહલદ્વીપ** અથવા **લંકા બેટ.**

(૫) **સ્ટ્રેઇટસ સેટ્લમેન્ટ્સ** વિગેરે. એ નામ મલાક્કાની સામુદ્રધુની ઉપરથી પડેલું છે અને તે મલે દ્વીપકલ્પ અને સુમાત્રા વચ્ચે આવેલાં છે. મુખ્ય સંસ્થાન **સિંગાપોર** ટાપુ છે. અગત્યતામાં એથી ઉતરતો પશ્ચિમ કિનારા ઉપર **મલાક્કા** છે. ઉત્તર તરફ **પ્રૉવિન્સ વેલ્સ્લે** અને તેની સામા **પેનૅંટા** બેટ આવેલો છે. આ બધાનું સંયુક્ત રાજ્ય ૧૮૫૭ માં સ્થાપવામાં આવ્યું. રાજ્યનું મુખ્ય સ્થળ **સિંગાપોર** છે. **સારાવાક,** બોર્નીઓની વાયવ્ય દિશામાં; **લાબૂઅન,** એ અંગ્રેજોએ સને ૧૮૪૮ માં વસાવ્યું; **હોંગકોંગ** બેટ, કંતાન નદીના મુખ આગળ, ચીનના અગ્નિ ખુણામાં; મુ૦ શે૦ **વિક્ટોરીઆ.** **બ્રિટિશ ઉત્તર બોર્નીઓ, બ્રુનીઆઇ ; પૅપૂઆ**, અથવા **ન્યૂ ગીની**નો થોડો ભાગ.

# યૂરોપ ખંડ.

## (૧) સામાન્ય વર્ણન.

યૂરોપ ખંડ પૂર્વ ગોળાર્ધની વાયવ્ય દિશામાં આવેલો છે. એ સૌથી ન્હાનો છે પણ ઘણોજ બળવાન અને કળા કૌશલ્યમાં સૌથી આગળ પડતો છે. એની લંબાઇ આસરે ૩૫૦૦ માઇલ છે અને પ્હોળાઇ ૨૪૩૦ માઇલ છે.

**સીમા.**—ઉત્તરે, ઉત્તર મહાસાગર; પૂર્વે, ઉરલ પર્વત, ઉરલ નદી, અને કાસ્પિઅન સમુદ્ર; દક્ષિણે, કૉકેસસ પર્વતની હાર, કાળો સમુદ્ર, અને ભૂમધ્ય સમુદ્ર; પશ્ચિમે, આટલાન્ટિક મહાસાગર.

---

## યૂરોપના રાજકીય વિભાગો.

(૧) **ઈંગ્લંડ.**—મુ૦ શે૦ **લંડન,** ટેમ્ઝ નદી ઉપર; એ દુનીઆમાં સૌથી મોટું, સૌથી વધારે પૈસાવાળું અને ઘણીજ વસ્તીવાળું શેહેર છે. બીજાં શેહેરો,—**લિવરપૂલ,** ઘણું મ્હોટું બંદર છે; **માન્ચેસ્ટર,** રૂના કાપડની બનાવટ માટે દુનીઆમાં સૌથી મ્હોટું શેહેર છે; **બર્મિંગમ,** એ લોખંડના સામાનને માટે પ્રખ્યાત છે; **લીડ્ઝ,** એમાં ઉનના કાપડનો મોટો વેપાર છે; **ન્યૂકૅસલ,** એમાં મ્હોટી કોલસાની ખાણો છે; **કેમ્બ્રિજ** અને **ઑક્સફર્ડ** એમાં મ્હોટી પાઠશાળાઓ છે; **પોર્ટસ્મથ** અને **સધૅમ્પ્ટન,** એ દક્ષિણમાં અગત્યનાં બંદરો છે.

(૨) **સ્કોટ્લંડ.**—મુ૦ શે૦ **એડિનબર,** ફોર્થના મુખ તરફ. બીજાં શેહેરો—ગ્લાસ્ગો; ઍબર્ડીન અને ડંડી.

(૩) **આયર્લંડ**—મુ૦ શે૦ **ડબ્લિન,** લીફી નદી ઉપર. બીજાં શેહેરો,—બેલફાસ્ટ, કૉર્ક અને લિમરિક.

(૪) **નૉર્વે.**—મુ૦ શે૦ **ક્રિસ્ટિયાન્યા,** ક્રિસ્ટિયાન્યાના અખાત ઉપર ; બીજાં શેહેરો,—ફ્રેડરિકશૉલ અને બર્ગેન.

(૫) **સ્વીડન.**—મુ૦ શે૦ **સ્ટૉકહોમ,** મિલ્લર સરોવર ઉપર ; બીજાં શેહેરો,—અપ્સલા અને કાર્લસ્ક્રોના.

(૬) **ડેન્માર્ક.**—મુ૦ શે૦ **કોપનહેઇગન,** સાઉન્ડની સામુદ્રધુની ઉપર. બીજું શેહેર—એલ્સિનોર.

(૭) **હૉલંડ.**—મુ૦ શે૦ **આમ્સ્ટર્ડૅમ,** આમ્સ્ટેલ નદી ઉપર. બીજાં શેહેરો—રૉટર્ડમ અને હેઇગ.

(૮) **બેલ્જયમ.**—મુ૦ શે૦ **બ્રસેલ્ઝ,** સેન નદી ઉપર. બીજાં શેહેરો,—આન્ટવર્પ, ઘેન્ટ અને લીએજ.

(૯) **જર્મનીનું રાજ્ય.**—મુ૦ શે૦ **બર્લિન,** સ્પ્રી નદી ઉપર. બીજાં શેહેરો,—હૅમ્બર્ગ, મ્યુનિચ, લાઇપ્ઝિક, અને ડ્રેસ્ડન.

(૧૦) **ઑસ્ટ્રિઆ-હંગરી.**—મુ૦ શે૦ **વાએના,** ડાન્યુબ નદી ઉપર. બીજાં શેહેરો—પ્રેગ, ટ્રીએસ્ટ. **બ્યૂડા પેસ્ટ,** એ **હંગરી**નું મુખ્ય શેહેર છે.

(૧૧) **સ્વિત્ઝર્લૅંડ.**—મુ૦ શે૦ **બર્ન,** આર નદી ઉપર. બીજાં શેહેરો,—જીનીવા અને ઝુરિક.

(૧૨) **ફ્રાન્સ.**—મુ૦ શે૦ **પૅરિસ,** સેઇન નદી ઉપર, એ યૂરોપમાં બીજા નંબરનું શેહેર છે. બીજાં શેહેરો,—લાઇઑન્ઝ, રેશમી કાપડ માટે પ્રખ્યાત છે. માર્સેલ્ઝ, બોર્ડો અને કૅલે ; બ્રેસ્ટ અને શરબર્ગ, નૌકાનાં મુખ્ય સ્થળ છે.

(૧૩) **પોર્ટુગલ.**—મુ૦ શે૦ **લિઝ્બન,** ટેગસ નદી ઉપર. બીજું શેહેર—ઑપોર્ટો.

(૧૪) **સ્પેઈન.**—મુ૦ શે૦ **મૅડ્રિડ,** માંઝનારિઝ નદી ઉપર. બીજાં શેહેરો—બાર્સિલોના, સાલામાંકા ; કેડિઝ્, બંદર છે. જીબ્રૉલ્ટર અંગ્રેજ લોકોનું મ્હોટું લશ્કરી મથક છે. એમાં ખડકમાંથી કોતરી કહાડેલો ઘણોજ જબરો કિલ્લો છે.

(૧૫) ઇટલિ.—મુ૦ શે૦ **રોમ,** ટાઇબર નદી ઉપર, બીજાં શેહેરો,—ફ્લૉરેન્સ, મિલ્લન, નેપલ્સ, જીનોઆ, વેનિસ.

(૧૬) **યુરોપી તુર્કસ્તાન.**—મુ૦ શે૦ **કોન્સ્ટાન્ટિનોપલ,** બાસ્પરસની સામુદ્રધુની ઉપર બીજાં શેહેરો,—આડ્રિઆનોપલ અને સૅલોનીકી (બંદર).

(૧૭) **રોમાન્યા.**—મુ૦ શે૦ **બુકારેસ્ટ.**

(૧૮) **સર્વિઆ.**—મુ૦ શે૦ **બેલગ્રેડ.**

(૧૯) **મોન્ટિનીગ્રો.**—મુ૦ શે૦ **સેટિન.**

(૨૦) **બલ્ગેરિઆ.**—મુ૦ શે૦ **સોફ્યા.** વાર્ના, બંદર છે.

(૨૧) **ગ્રીસ.**—મુ૦ શે૦ **ઍથેન્સ,** ઇજાયનાના અખાત ઉપર. બીજાં શેહેરો,—કૉરિન્થ અને લારિસ્સા.

(૨૨) **રૂશ્યા.**—મુ૦ શે૦ **સેંટ પીટર્ઝબર્ગ,** નીવાનદી ઉપર. બીજાં શેહેરો,—મૉસ્કો, ઊવૉર્સો, રાઇગા અને નૉવગોરૉડ.

## દ્વીપો.

### ઉત્તર મહાસાગરમાં:—

**નોવાઝેમ્લા, વાઇગેટસ, સ્પિટસબર્ગન.**—એ ત્રણે રૂશ્યાને તાબે છે. **લૉફોડન**—નૉર્વેને તાબે છે.

### આટલાંટિક મહાસાગરમાં:—

**આઇસલંડ અને ફેરો.**—બન્ને ડેન્માર્કને તાબે છે. **ઑર્કનિ, શેટલંડ, હેબ્રિડિઝ, ગ્રેટબ્રિટન** (ઇંગ્લંડ અને સ્કૉટલંડ), અને **આયર્લંડ.**—એ બધા અંગ્રેજના છે. **ઍઝોર્ઝ.**—પોર્ટુગલની પશ્ચિમે; પોર્ટુગલને તાબે છે.

### બૉલ્ટિક સમુદ્રમાં:—

**ઝીલન્ડ, ફ્યૂનન, લાલંડ અને બોર્નહોમ.**—ડેન્માર્કને તાબે છે. **ઇલંડ અને ગૉથલંડ.**—સ્વીડનને તાબે છે. **ઇસલ અને આલૅંડ.**—રૂશ્યાને તાબે છે.

### ભૂમધ્ય સમુદ્રમાં :—

**બેલિઆરિક દ્વીપો** (મૅજૉર્કા, માઇનૉર્કા, ઈવીઝા, ફૉર્મેન્ટરા),—સ્પેઇનની પૂર્વે; સ્પેઇનને તાબે છે. **કૉર્સિકા.**—ઇટલિની પશ્ચિમે; ફ્રાન્સને તાબે છે. **સાર્ડિનિઆ અને સિસિલિ.**—ઇટલિને તાબે છે. **મૉલ્ટા.**—ઇટલીની દક્ષિણે; અંગ્રેજને તાબે છે. **આયોનિઅન દ્વીપો.**—ગ્રીસની પશ્ચિમે; ગ્રીસને તાબે છે. **કૅન્ડિઆ અથવા ક્રીટ.**—ગ્રીસની અગ્નિએ; તુર્કસ્તાનને તાબે છે.

### આર્કિપેલેગો સમુદ્રમાં :—

**નેગ્રોપોન્ટ અને સાઇકલેડિઝ.**—ગ્રીસને તાબે છે.

## દ્વીપકલ્પો.

**સ્કૅન્ડિનેવિઆ.**—ઉત્તરે છે. એ નૉર્વે અને સ્વીડન મળીને થયલો છે. **જ્યૂટલૅંડ.**—ડેન્માર્કની ઉત્તરે. **આઇબીરિઅન દ્વીપકલ્પ.**—પશ્ચિમમાં છે. એ સ્પેઇન અને પોર્ટુગલ મળીને થયલો છે. **ઇટલી, ગ્રીસ,** અને **મોરીઆ** (ગ્રીસ સાથે જોડાયલો)—દક્ષિણે છે. **ક્રિમીઆ.**—રૂશ્યાની દક્ષિણે છે. **ઇટલિ, ગ્રીસ,** અને **મોરીઆ** (ગ્રીસ સાથે જોડાયલો)--દક્ષિણે છે. **ક્રિમીઆ.**--રૂશ્યાની દક્ષિણે છે.

## ભૂશિરો.

**ઉત્તર ભૂશિર.**—નૉર્વેની ઉત્તરે છે. **નૉર્ડકિન.**—યૂરોપનું છેક ઉત્તર બિંદુ છે. **નેઇઝ.**—નૉર્વેની દક્ષિણે છે. **સ્કૉ.**—ડેન્માર્કની ઉત્તરે છે. **રૅાથ.**—સ્કૉટલંડની ઉત્તરે છે. **ક્લીઅર.**—આયર્લંડની દક્ષિણે છે. **લૅન્ડ્ઝ એન્ડ.**—ઈંગ્લંડની નૈઋત્યે છે. **લાહોગ.**—ફ્રાન્સની વાયવ્યે છે. **ઑર્ટિગલ અને ફિનિસ્ટર.**—સ્પેઇનની વાયવ્યે છે. **રૉકા અને સેન્ટ વિન્સેન્ટ.**—પોર્ટુગલની પશ્ચિમે છે. **સ્પાર્ટિવેન્ટો.**—ઇટલીની દક્ષિણે છે. **માટાપાન.**—ગ્રીસની દક્ષિણે છે.

## પર્વતો.

**ડૉફ્રિન અથવા ડોવરફીલ્ડ.**—નૉર્વેમાં છે. **કોલન પર્વતો.**—નૉર્વે અને સ્વીડનની વચ્ચે છે. **ગ્રૅમ્પિઅન.**—સ્કૉટલંડમાં છે. મુખ્ય

શિખર બેન્નેવિસ. **પિરિનીઝ.**—ફ્રાન્સ અને સ્પેઇનની વચ્ચે છે. **આલ્પ્સ.**—ઇટલિને જર્મની, સ્વિટ્ઝર્લેંડ, અને ફ્રાન્સથી જૂદો પાડે છે. એનું મુખ્ય શિખર મૉન્ટ બ્લૉંગ છે. **ઍપિનાઈન પર્વતો**—ઇટલીમાં છે. **કાર્પેથિઅન** પર્વતો.—ઑસ્ટ્રીઆમાં છે. **હીમસ** અથવા **બાલ્કન** પર્વતો.—તુર્કસ્તાનમાં છે. **કૉકેસસ** અને **ઊરલ.**—યૂરોપ અને એશયાની વચ્ચે છે.

## જ્વાળામુખી પર્વતો.

**હેકલા.**—આઇસલંડમાં છે; **વિસૂવિઅસ.**—ઇટલિમાં છે; **એટના.**—સિસિલિમાં છે.

## સંયોગીભૂમિ.

**કૉરિંથની** સંયોગીભૂમિ.—ગ્રીસ અને મોરીઆને જોડે છે. **પેરિકૉપ**ની સંયોગી ભૂમિ.—ક્રિમીઆ અને રૂશયાને જોડે છે.

## સમુદ્રો.

**શ્વેત** સમુદ્ર.—રૂશયાની ઉત્તરે છે. **સ્કૅગૅરૅક.**—ડેન્માર્ક અને નૉર્વેની વચ્ચે છે. **કૅટિગૅટ**—ડેન્માર્ક અને સ્વીડનની વચ્ચે છે. **બૉલ્ટિક** સમુદ્ર.—સ્વીડન, પ્રૂશયા અને રૂશયાની વચ્ચે છે. **જર્મન** સમુદ્ર.—ગ્રેટબ્રિટન અને ખંડની વચ્ચે છે. **સેન્ટ જ્યૉર્જીસ ચાનલ** અને **આયરિશ** સમુદ્ર.—ગ્રેટબ્રિટન અને આયર્લંડની વચ્ચે છે. **ઇંગ્લિશ ચાનલ.**—ઇંગ્લંડ અને ફ્રાન્સની વચ્ચે છે. **ભૂમધ્ય** સમુદ્ર.—યૂરોપ અને આફ્રિકાની વચ્ચે છે. **આડ્રિઆટિક** સમુદ્ર.—ઇટલિ અને તુર્કસ્તાનની વચ્ચે છે. **આર્કિપેલેગો.**—ગ્રીસ અને એશયાઇ તુર્કસ્તાનની વચ્ચે છે. **મામોરા** સમુદ્ર.—યૂરોપ અને એશયાઇ તુર્કસ્તાનની વચ્ચે છે. **કાળો** સમુદ્ર.—રૂશયા અને એશયાઇ તુર્કસ્તાનની વચ્ચે છે. **ઍઝૉફનો** સમુદ્ર.—રૂશયાની દક્ષિણે છે.

## અખાત અને ઉપસાગર.

**રૈગા** અને **ફિન્લંડનાં** અખાતો.—રૂશયાની પશ્ચિમે છે. **બૉથનીઆનું** અખાત.—સ્વીડન અને રૂશયાની વચ્ચે છે. **બિસ્કેનો** ઉપસાગર.—ફ્રાન્સની પશ્ચિમે છે. **લાઇઑન્ઝનું** અખાત.—ફ્રાન્સની દક્ષિણે

છે **જીનોઆનું અખાત.**—ઇટાલની વાયવ્યે છે. **ટરન્ટોનું અખાત.**—ઇટલિની દક્ષિણે છે.

## સામુદ્રધુનીઓ.

**વાઇગેટ્સ.**—રૂશ્યા અને નોવાઝેમ્લાની વચ્ચે છે. **સાઉન્ડ.**—સ્વીડન અને ઝીલન્ડની વચ્ચે છે. **ગ્રેટબેલ્ટ.**—ઝીલંડ અને ફ્યૂનનની વચ્ચે છે. **લિટલ બેલ્ટ.**—ફ્યૂનન અને સ્લેઝવિકની વચ્ચે છે. **ડોવર.**—જર્મન સમુદ્ર અને ઈંગ્લિશ ચાનલને જોડે છે. **જીબ્રૉલ્ટર.**—આટ્લાન્ટિક મહાસાગર અને ભૂમધ્ય સમુદ્રને જોડે છે. **બૉનિફાકો.**—કૉર્સિકા અને સાર્ડિનિઆની વચ્ચે છે. **મેસીના.**—ઇટલિ અને સિસિલિની વચ્ચે છે. **ડાર્ડનેલ્ઝ.**—આર્કિપેલેગો અને મામોરાની વચ્ચે છે. **બૉસ્પરસ.**—મામોરા અને કાળા સમુદ્રની વચ્ચે છે.

## સરોવરો.

**લૅડોગા, ઓનીગા** અને **પેઇપસ.**—રૂશ્યામાં છે. **વેનર, વેટર,** અને **માલર.**—સ્વીડનમાં છે. **જીનીવા** અને **કૉન્સ્ટન્સ.**—સ્વિટ્ઝર્લંડમાં છે. **ગાર્ડા.**—ઇટલિમાં છે. **બૅલેટન અથવા પ્લૅટન્સી**—ઑસ્ટ્રિઆમાં છે.

## નદીઓ.

| નામ. | કયા દેશમાં છે. | ક્યાંથી નીકળેછે. | ક્યાં પડે છે. |
|---|---|---|---|
| **પેચોરા** | (રૂશ્યા) | ઊરલ પર્વત | ઉત્તર મહાસાગર. |
| **ડિવના** | (રૂશ્યા) | ઊરલ પર્વત | |
| **નીવા** | (રૂશ્યા) | લૅડોગા સરોવર | બૉલ્ટિક સમુદ્ર. |
| **ડ્યૂના** | (રૂશ્યા) | રૂશ્યાનો મધ્યભાગ | |
| **વિસ્ટ્યુલા** | (ઑસ્ટ્રિઆ, પોલાંડ અને જર્મની) | કાર્પેથિઅન પર્વત | |
| **ઓડર** | (જર્મની) | કાર્પેથિઅન પર્વત | |
| **એલ્બ** | (જર્મની) | બોહીમિઆ | જર્મન મહાસાગર અથવા ઉત્તર સમુદ્ર. |
| **હ્રાઇન** | (સ્વિટ્ઝર્લંડ, જર્મની અને હૉલંડ) | સ્વિટ્ઝર્લંડ | |
| **શેલ્ટ** | (બેલ્જ્યમ) | બેલ્જ્યમ | |
| **ટ્વીડ** | (સ્કૉટ્લંડ) | (સ્કૉટ્લંડની દક્ષિણે | |
| **ટેમ્ઝ** | (ઈંગ્લંડ) | ઈંગ્લંડની દક્ષિણે | |

| | | | |
|---|---|---|---|
| **સેઇન** | (ફ્રાન્સ) | ફ્રાન્સની પૂર્વે | આટલાન્ટિક મહાસાગર. |
| **લ્વૅાર** | (ફ્રાન્સ) | ફ્રાન્સનો અગ્નિકોણ | |
| **ગૅરોન** | (ફ્રાન્સ) | પિરિનીઝ પર્વત | |
| **ડૂરો** | (સ્પેઇન અને પોર્ટુગલ) | સ્પેઇનનો ઇશાનકોણ | |
| **ટેગસ** | (સ્પેઇન અને પોર્ટુગલ) | સ્પેઇનની પૂર્વે | |
| **ગૅાડીઆના** | (સ્પેઇન અને પોર્ટુગલ) | સ્પેઇનની પૂર્વે | |
| **ગૅાડાલાક્વવર** | (સ્પેઇન) | સ્પેઇનનો અગ્નિકોણ | |
| **ઇબ્રો** | (સ્પેઇન) | સ્પેઇનની ઉત્તરે | ભૂમધ્ય સમુદ્ર. |
| **હ્રોન** | (સ્વિટ્ઝર્લંડ અને ફ્રાન્સ) | સ્વિટ્ઝર્લંડ | |
| **ટાઇબર** | (ઇટલી) | ઍપિનાઇન પર્વત | |
| **પો** | (ઇટલી) | આલ્પ્સ પર્વત | વેનીસનું અખાત. |
| **ડાન્યુબ** | (જર્મની, ઑસ્ટ્રિઆ, તુર્કસ્તાન) | જર્મનીનો નૈઋત્યકોણ | કાળો સમુદ્ર. |
| **નીસ્ટર** | (રૂસ્યા) | કાર્પેથિઅન પર્વત | |
| **નીપર** | (રૂસ્યા) | રૂસ્યાનો મધ્ય ભાગ | |
| **ડૅાન** | (રૂસ્યા) | રૂસ્યાનો મધ્ય ભાગ | અઝાફનો સમુદ્ર. |
| **વૅાલ્ગા** | (રૂસ્યા) | રૂસ્યાની પશ્ચિમે | કાસ્પિઅન સમુદ્ર. |
| **ઊરલ** | (રૂસ્યા) | ઊરલ પર્વત | |

## (૨). વિશેષ વર્ણન.

### બ્રિટિશ ટાપુઓ.

એ ટાપુઓમાં સર્વથી મોટા **ગ્રેટબ્રિટન** (ઈંગ્લંડ, સ્કૅાટલંડ, અને ઉવેલ્સ) અને **આયર્લંડ** છે.

**સ્કૅાટલંડ** દેશ લેવાને અંગ્રેજોએ બે ત્રણ હુમલા કીધા પણ તેમાં તેઓ ફાવ્યા નહિ. આખરે સને ૧૬૦૩ માં સ્કૅાટલંડનો **છઠ્ઠો જેઇમ્સ** રાજા સગપણના હકથી ઈંગ્લંડની ગાદી ઉપર આવ્યો, ત્યારથી ઈંગ્લંડ અને સ્કૅાટલન્ડ એક રાજાની સત્તા નીચે આવ્યા. **ઉવેલ્સ** ઈંગ્લંડના રાજા પહેલા એડવર્ડે સને ૧૨૮૨ માં જીતી લીધો. **આયર્લંડ** સને ૧૧૭૨ માં અંગ્રેજને શરણ થયું પણ તે નામનુંજ. ઘણા સૈકા સુધી બળવાન દેશી અમીરો તેના ઉપર રાજ્ય ચલાવતા હતા, અને સને ૧૮૦૧ સુધી તેની પોતાની પાર્લ્યમેન્ટ જૂદી હતી. હાલ **ઈંગ્લંડ, સ્કૅાટલંડ, ઉવેલ્સ** અને **આયર્લંડ** એકજ રાજા અને એકજ પાર્લ્યમેન્ટની સત્તા નીચે છે.

## (૧). ઈંગ્લંડ (ઉવેલ્સ સાથે).

**સીમા.**—ઉત્તરે, આયર્લંડ તથા નૉર્થ સી; પૂર્વે, નૉર્થ સી; દક્ષિણે, ઈંગ્લિશ ચેનલ; પશ્ચિમે, સેન્ટ જ્યૉર્જીસ ચેનલ અને આઇરિશ સમુદ્ર.

**ટાપુઓ.**—આઇલ ઑવ મેન, આઇરિશ સમુદ્રમાં; ઍંગલ સી ઉવેલ્સની પશ્ચિમે; સિલિ બેટો, લાન્ડસ એન્ડથી દૂર; આઇલ ઑવ ઉવાઇટ, ઈંગ્લંડને દક્ષિણ કિનારે; ચેનલ આઇલ્સ, ઈંગ્લિશ ચેનૅલ અને ફ્રાન્સના કિનારા વચ્ચે.

**પહાડો.**—ચેવિઅટ હિલ્સ, ઉત્તર સરહદ ઉપર; પેનિન અને કેમ્બ્રિઅન પહાડો, પશ્ચિમ તરફ ઈંગ્લંડમાં; કેમ્બ્રિઅન અથવા ઉવેલ્સ પહાડો, ઉવેલ્સની પશ્ચિમે.

**નદીઓ.**—પૂર્વ તરફ વહેતી, ટાઇન—ટીઝ, હમ્બર, ઉસ, ટ્રેન્ટ, ટેમ્ઝ; પશ્ચિમ તરફ વહેતી—મર્સિ અને સેવર્ન.

**સરોવરો.**—ઉવિન્ડરમીઅર, ઉત્તર તરફ.

**નીપજ વ્યાપાર.**—વ્યાપારની બાબતમાં ઈંગ્લંડ દુનિયામાં સર્વોપરી છે. લ્હોખંડ, કોલસો, કાચકામ, કાગળ વિગેરે દુનિયાના બધા ભાગમાં મોકલવામાં આવે છે.

**મુખ્ય શેહેરો.**—**લંડન,** રાજધાનીનું શેહેર, ટેમ્ઝ નદી ઉપર, એ દુનિયામાં સૌથી મોટું, ભરવસ્તીવાળું, અને સૌથી પૈસાદાર શેહેર છે. દક્ષિણે, **સધામ્ટન** (બંદર), **પોર્ટ્સમથ,** અંગ્રેજી નૌકાનું મુખ્ય સ્થળ; **પ્લિમથ,** દક્ષિણ કિનારે, અહીંથી અમેરિકા વિગેરેમાં આગબોટો જાય છે; **બ્રિસલ;** સેવર્ન નદીના મુખ આગળ; **લિવરપુલ,** મર્સિ ઉપર, બીજા નંબરનું બંદર છે; **ન્યૂ કૅસલ-ઑન-ટાઇન,** ઉત્તરે, કોલસાને માટે પ્રખ્યાત છે; **હુલ,** પૂર્વ કિનારે, **યૉર્ક,** ઉસ નદી ઉપર; **શેફીલ્ડ,** લ્હોખંડના સામાન માટે પ્રખ્યાત છે; **મેન્ચેસ્ટર,** મર્સિ ઉપર, (રૂના કાપડને માટે); **બર્મિંગમ,** મધ્યમાં, (લ્હોખંડના સામાન માટે); **નૉટિંગમ** (રૂના કાપડ માટે); **લેસ્ટર** (ઉનના કાપડ માટે); **ઑકસફર્ડ,** ટેમ્ઝ ઉપર, ઉત્તમ પાઠશાળા માટે; **કેમ્બ્રિજ** (પાઠશાળા માટે);

**કૅન્ટર્બરી,** ધર્મોપદેશકનું મુખ્ય સ્થળ ; ગ્રિનિજ, ગૃહ જોવાનું મુખ્ય સ્થળ. **મર્થર ટિડવિલ,** ઉવેલ્સમાં, ( લ્હોખંડને માટે ).

## (૨). સ્કૉટલંડ.

**સીમા.**—એ દેશ ઈંગ્લંડની ઉત્તરે છે.

**ટાપુઓ.**—ઑર્કની અને શેટલંડ, ઉત્તરે ; હેબ્રિડીઝ, પશ્ચિમે.

**પહાડો.**—ગ્રામ્પિઅન્સ.

**નદીઓ.**—પૂર્વ તરફ વહેતી,—ડી, ટે, ફોર્થ, ટવીડ ; પશ્ચિમ તરફ વહેતી, ક્લાઇડ.

**સરોવરો.**—લૉક લૉમંડ અને લાઉનીઆ.

મુખ્ય શેહેરો.—**એડિન્બર,** રાજધાની ; **ગ્લાસ્ગો,** ક્લાઇડ ઉપર, રૂનું, કાપડ તથા લ્હોખંડના સામાન માટે પ્રખ્યાત છે. **ડંડી,** ટે નદી ઉપર, સણ અને જ્યૂટના સામાન માટે પ્રખ્યાત છે. **આબર્ડીન,** જુની પાઠશાળાને માટે તથા ઉનના કાપડ માટે પ્રખ્યાત છે. **ઇન્વરનેસ.**

## (૩). આયર્લંડ.

**સીમા.**—એ બેટ ઈંગ્લંડની પશ્ચિમે આવેલો છે.

**પહાડો.**—ઉત્તરમાં, ડૉનીગલ ; પૂર્વે, ઊવિક્લો ; દક્ષિણે કેરી.

**નદી.**—શૅનન, એ બ્રિટિશ ટાપુઓમાં સર્વથી લાંબી છે.

**મુખ્ય શેહેરો.**—**ડબ્લીન,** રાજધાની ; **કૉર્ક ; બેલ્ફસ્ટ,** સણના કાપડને માટે પ્રખ્યાત છે. **લિમરિક.**

**અંગ્રેજના તાબાના બીજા મુખ્ય મુલકો.**—અંગ્રેજી રાજ્ય દુનિયામાં સૌથી મોટું છે. એના તાબાના મુલકો,—**યૂરોપમાં :**—સિલિ બેટો, ચેનલ ટાપુઓ, જીબ્રાલટર, મૉલટા, ગોઝો. **એશ્યામાં :**—હિંદુસ્તાન, સિંહલદ્વીપ, સ્ટ્રેઇટ્સ સેટલમેન્ટ્સ, હોંકોંગ, ઊવેહાઇ-ઊવે, ઉત્તર બોર્નીઓ, સાઇપ્રસ, અને એડન. **આફ્રિકામાં :**—કેપકોલોની, ટ્રાન્સવાલ, બ્રિટિશ દક્ષિણ આફ્રિકા (ર્‌હોડેશ્યા), બ્રિટિશ મધ્ય આફ્રિકા (નીઆસાલેન્ડ), બ્રિટિશ પૂર્વ આફ્રિકા (યુગંડા, અને પૂર્વ આફ્રિકાનાં દેશી રાજ્યો, ઝાન્ઝીબાર (જંગબાર) અને પેમ્બા, બ્રિટિશ સોમાલીલેન્ડ, નાઇજીરીઆ (લેગૉસ સાથે), ગોલ્ડકોસ્ટ, સીઅરાલીઓન,

ગામ્બિઆ, અને બીજા ટાપુઓ. **અમેરિકામાં:**—કાનેડાનું રાજ્ય, ન્યૂફાઉન્ડલંડ, બર્મ્યુડાસ, જમેઇકા, અને બીજા ઉવેસ્ટ ઇન્ડિઆ ટાપુઓ, બ્રિટિશ હૉન્ડયુરાસ, બ્રિટિશગાયેના, અને ફૉકલંડ બેટો; ઓશ્યાન્યામાં, ઑસ્ટ્રેલ્યા, ન્યૂઝીલંડ, ન્યુ ગીનીનો થોડો ભાગ, ફીજી. એ શિવાય એટ્લાન્ટિક મહાસાગરમાં સેન્ટહેલીના, ટ્રિસ્ટન ડી અકના, ફોકલંડ, જ્યોર્જીઆ, શેટલંડ અને ગ્રેહામલેન્ડ, વિગેરે. **હિન્દિ** મહાસાગરમાં, આમિરાન્ટ, રૉડ્રિગેઝ, વિગેરે.

## (૪-૫). સ્વીડન અને નૉર્વે.

**સીમા.**—એ દ્વીપકલ્પ બાલ્ટિક સમુદ્રની ઉત્તરે છે. એ બન્નેનું એક નામ **સ્કાન્ડિનેવિઆ** છે.

**ટાપુઓ.**—લોફોડન, પશ્ચિમે; ઓલેંડ અને ગૉથલેંડ, બૉલ્ટિક સમુદ્રમાં.

**ભૂશિરો.**—નેઇઝ, દક્ષિણે; નૉર્થકેઇપ અને નૉર્ડકીન, ઉત્તરે.

**નદીઓ.**—ગ્લૉમેન (નૉર્વેમાં); ગોટા (સ્વીડનમાં).

**સરોવરો.**—વેનર અને વેટર, માલર (સ્વીડનમાં).

**મુખ્ય શેહેરો.**—**સ્વીડનમાં:**—**સ્ટૉકહોમ,** રાજધાની, માલર સરોવર ઉપર; **ઉપસાલા** (પાઠશાળા), કાલ્મર, **કાર્લસ્ક્રોના** (લશ્કરી મથક), **ગૉટનબર્ગ** (અથવા ગૂતીબર્ગ) એ મુખ્ય બંદર છે; **માલ્મો,** એ જર્મની તથા ડેન્માર્ક સાથે વ્યાપાર ચલાવે છે. **નૉર્વેમાં:**—**ક્રિસ્ટ-યાન્યા,** રાજધાની; **બર્ગન,** એમાંથી કાડલીવર ઑઇલ દેશાવર ખાતે મોકલવામાં આવે છે; **સ્ટાવાન્જર** (બંદર); **ટ્રૉન્જેમ** (ડ્રૉન્ધીમ); **હામરફેસ્ટ.**

## (૬). ડેન્માર્ક.

**સીમા.**—ઉત્તરે, સ્કૅગરરૅક; પૂર્વે, કૅટિગાટ; પશ્ચિમે, નૉર્થ સી; દક્ષિણે, જર્મની.

**સામુદ્રધુનીઓ.**—**સાઉન્ડ,** ઝીલંડ અને સ્વીડન વચ્ચે; **ગ્રેટબેલ્ટ,** ઝીલંડ અને ફ્યૂનન વચ્ચે; **લિટલબેલ્ટ,** ફીએન અને જ્યૂટલેંડ વચ્ચે.

**મુખ્ય શેહેરો.**—**કોપનહેગન,** રાજધાની; આરહસ; ઓડેન્સ અને એલ્બર્ગ.

**એના તાબાના પ્રદેશો.**—આઇસલંડ, ગ્રીનલંડ, સેન્ટટૉમસ, સેન્ટજૉન, ઊવેસ્ટ ઇન્ડીઝમાં. આઇસલંડમાં હેકલા જ્વાળામુખી પર્વત છે.

**ભૂશિર.**—સ્કૅા, જ્યૂટલૅંડની ઉત્તરે છે.

## (૭). હૉલંડ (નેધરલૅન્ડ્ઝ).

**સીમા.**—એ બેલ્જ્યમની ઉત્તરે અને જર્મનીની પશ્ચિમે આવેલો છે.

**નદીઓ.**—હાઇન અને માસ.

**મુખ્ય શેહેરો.**—**આમસ્ટર્ડૅમ**; રૉટર્ડૅમ (બંદર); હેઇગ (રાજ્યનું સ્થળ); **લઇડન** (પાઠશાળા); યૂટ્રેક્ટ (વ્યાપારી શેહેર).

**એના તાબાના પ્રદેશો.**—જાવા, સુમાત્રા, સેલીબીસ, મોલક્કાસ, વિગેરે; બોર્નીઓનો ભાગ, ન્યુ ગીની, ઇસ્ટઈંડિઅન આર્કીપેલેગોમાં; ડચ્ગાયેના અને ક્યુરાકાઓ, દક્ષિણ અમેરિકામાં.

## (૮). બેલ્જ્યમ.

**સીમા.**—એ ફ્રાન્સની ઉત્તરે તથા જર્મનીની પશ્ચિમે આવેલો છે. એની ઉત્તરે હૉલંડ દેશ તથા નૉર્થ સી.

**નદી.**—શેલ્ટ.

**મુખ્ય શેહેરો.**—**બ્રસેલ્સ**, રાજધાની; એન્ટવર્પ (બંદર); વૉટરલુ (રણક્ષેત્ર; લીએજ, મ્યુસ ઉપર, એમાં કોલસો નિકળે છે અને લ્હોખંડનો સામાન, સાંચાકામો, લશ્કરી હથિઆરો બનાવવામાં આવે છે; નામૂર, (લ્હોખંડનાં ઓજારો બને છે); બ્રુજીસ (બંદર); ઘેન્ટ (રૂનું કાપડ); ઓસ્ટેન્ડ. લુગ્ઝમબર્ગ, એનો અડધો ભાગ બેલ્જ્યમનો છે ને અડધો ગ્રાંડ ડ્યુકનો છે.

**એના તાબાનો પ્રદેશ.**—કૉંગો ફ્રી સ્ટેટ (આફ્રિકામાં). એમાં દેશી રાજા રાજ કરે છે પણ રાજાના હક્કો બેલ્જ્યમને વારસામાં આપેલા છે.

## (૯). જર્મનીનું રાજ્ય.

**સીમા.**—ઉત્તરે, નૉર્થ સી, ડેન્માર્ક, અને બૉલ્ટિક સમુદ્ર; પૂર્વે, રૂશ્યા અને ઑસ્ટ્રિઆ; દક્ષિણે, ઑસ્ટ્રિઆ અને સ્વિટ્ઝર્લંડ; પશ્ચિમે, ફ્રાન્સ, બેલ્જ્યમ, અને હૉલંડ.

**નદીઓ.**—નદીઓ ઘણીખરી ઉત્તરમાં વહે છે. ર્‍હાઇન, મેઇન, એમ્ઝ, ઊવેસર, અને એલ્બ, નાર્થ સીમાં પડે છે; ઓડર, વિસ્ટયૂલા, પ્રેગલ, અને નાઇમેન, બાલ્ટિકમાં પડે છે. ડૅન્યૂબ પૂર્વ તરફ વહે છે.

**ટાપુ.**—હેલીગોલૅંડ, સને ૧૮૮૦ માં ઈંગ્લંડે જર્મનીને આપ્યો.

**નિપજ-વ્યાપાર.**—બીટ રૂટ (ખાંડને માટે), દ્રાક્ષ, તંબાકુ, કોલસો, લ્હોખંડ, જસત, ત્રાંબુ, સીસું. ઊન તથા સુતરનું કાપડ પુષ્કળ દેશાવર ખાતે જાય છે. એ દેશમાં પ્રદેશમાંથી અનાજ, ઉન, રૂ, કાફી, ચામડાં અને રેશમ પુષ્કળ આવે છે.

**રાજકીય વિભાગો** :—પ્રશ્યા, સૅક્સની, બવેરિઆ, વુર્ટમબર્ગ અને બેઇડન.

**મુખ્ય શેહેરો.—પ્રશ્યામાં:**—બર્લિન, રાજધાની, સ્પ્રી નદી ઉપર; માગ્ડીબર્ગ (કિલ્લો); બ્રેસ્લૉ, ડાન્ઝિક, કૉનિગ્સબર્ગ, સ્ટેટિન (બંદર); કોલોન, એચન (એઇલા શપેન) એ બંદર છે; ફ્રાંકફર્ટ, હેનોવર, શ્લેસ્વિગ; **સેકસનીમાં** :—ડ્રેસ્ડન, રાજધાની; લીપ્ઝીગ; શેમ્નિટ્ઝ, એ સુતરાઉ કાપડ તથા સાંચાકામનું મુખ્ય સ્થળ છે. **બવેરિઆમાં** :—મ્યૂનિક, રાજધાની; ઑગ્સબર્ગ, ન્યુરેનબર્ગ, એમાં ઘડિયાળો સારાં બને છે. **ઉર્ટમબર્ગ** :—સ્ટટ્ગાર્ટ, રાજધાની; અલ્મ (એમાં મજબૂત કિલ્લો છે). **બેઇડનમાં** :—કાર્લસ્રૂ, રાજધાની; બેડન, કોન્સ-ટન્સ, માનહીમ. એ શિવાય બીજાં નાનાં નાનાં રાજ્યોમાં :—બ્રન્સવિક, હેમ્બર્ગ, બ્રેમેન, લ્યૂએક, સ્ટ્રાઝ્બર્ગ, મેટ્ઝ.

**પ્રદેશમાં આવેલાં :—આફ્રિકામાં :**—ટોગોલૅંડ, કેમેરૂન, જર્મન નૈઋત્ય આફ્રિકા, જર્મન પૂર્વ આફ્રિકા. **એશ્યામાં** :—કીઆઉચુ, ચીનમાં. ન્યુગીની, બિસ્માર્ક આર્કીપેલેગો, માર્શાલ આર્કીપેલેગો, સોલો-મન ટાપુનો ભાગ, મેરીએન, પેલ્યૂ અને સામોન ટાપુનો થોડો ભાગ, એ બધા ઓશ્યાન્યામાં આવેલા છે.

## (૧૦). ઑસ્ટ્રિઆ-હંગરી.

**સીમા.**—ઉત્તરે, જર્મની અને રૂશ્યા; પૂર્વે, રૂશ્યા અને રોમાન્યા;

દક્ષિણે, રોમાન્યા, સર્વિઆ, ટર્કી, અને મૉન્ટિનીગ્રો ; પશ્ચિમે, આડ્રિઆ-ટિક સમુદ્ર, ઇટલી, સ્વિટ્ઝર્લૅંડ, અને બવેરિઆ.

**પહાડો.**—આલ્પસ ; બોહીમીઆ તથા મોરેવિઆના પર્વતો ; અને કાર્પેથીઅન પર્વતો.

**નદીઓ.**—ડેન્યૂબ, એલ્બ, વિસ્ટયૂલા અને નીસ્ટર.

**સરોવર.**—બાલાટન, હંગરીમાં.

**મુખ્ય શેહેરો.**—**ઑસ્ટ્રિઆમાં :**—**વીએના,** રાજધાની, લીન્ઝ, ઇન્સબ્રુક, પ્રેગ, બ્રુન, ટ્રીએસ્ટ અને પોલા. **પોલાન્ડ**ના પ્રાન્તમાં :— ક્રાકાઉ. **હંગરી**માં :—બ્યૂડા પેસ્ટ, ફ્યૂમ (બંદર).

## (૧૧). સ્વિટ્ઝર્લૅંડ.

**સીમા.**—ઉત્તરે, જર્મની ; પૂર્વે, ઑસ્ટ્રિયા ; દક્ષિણે, ઇટલી ; પશ્ચિમે, ફ્રાન્સ.

**નિપજ-વ્યાપાર.**—લોકો ઘણા ઉદ્યોગી છે. રેશમી અને સુતરાઉ કાપડ, જરી કામ, ઘડિયાળો, જવાહીરનું કામ, તથા ઝમાવેલું દૂધ.

**મુખ્ય શેહેરો.**—**બર્ન,** રાજધાની ; જીનીવા, ર્‌હોન ઉપર, એમાં ઘડિયાળો બને છે. બાસેલ, ઝૂરિક, એમાં સુતરાઉ તથા રેશમી કાપડ બને છે તથા એમાં એક "ટેક્નિકલ સ્કૂલ" છે.

## (૧૨) ફ્રાન્સ.

**સીમા.**—ઉત્તરે, ઈંગ્લિશ ચેનલ અને ડોવરની સામુદ્રધુની ; પૂર્વે, બેલ્જયમ, જર્મની, સ્વિટ્ઝર્લૅંડ, અને ઇટલી ; દક્ષિણે, ભૂમધ્ય સમુદ્ર, અને પિરિનીઝ પર્વત ; પશ્ચિમે, આટલાન્ટિક મહાસાગર.

**ટાપુઓ.**—બિસ્કેના અખાતમાં,—ઉસાન્ટ, બેલીઆઇલ. ભૂમધ્ય સમુદ્રમાં,—હીરીઝ અને કૉર્સિકા.

**પહાડો.**—પૂર્વમાં, આલ્પ્સ ; ઑવર્ન, મધ્યમાં ; પિરિનીઝ, દક્ષિણે.

**નદીઓ.**—ઈંગ્લિશ ચેનલ અને આટ્લાન્ટિકમાં પડનારી :— સેન, લ્વોર, ગેરોન. ભૂમધ્ય સમુદ્રમાં પડનારી :—ર્‌હોન (સેઓન સાથે).

**નિપજ-વ્યાપાર.**—દ્રાક્ષો તથા મેવા; કોલસો તથા લ્હોખંડ; જસત, સીસું, તથા ફૉસ્ફેટ ઑવ લાઇમ. એ દેશમાંથી પ્રદેશમાં સુતરાઉ, ઉનનું, અને રેશમનું કાપડ, લ્હોખંડનો સામાન, જવાહીરની જંણસો, ફૅન્સિ સામાન મોકલવામાં આવે છે.

**મુખ્ય શેહેરો.**—**પારિસ,** રાજધાની, એ દુનિયામાં ત્રીજું સૌથી મોટું શેહેર સેન નદી ઉપર છે. એમાં ઘણીજ ઉત્તમ ઇમારતો છે. ફ્રાન્સમાં પ્રજાસત્તાક રાજ્ય ચાલે છે. બીજાં શેહેરો,—લાયોન્સ, ર્‌હોન ઉપર, એ રેશ્મી કાપડનું મુખ્ય સ્થળ છે; રૂઅન, સેન નદી ઉપર, એ સુતરાઉ કાપડનું મુખ્ય સ્થળ છે; લીલ, એમાં સણ તથા સુતરાઉ કાપડ બને છે; માર્સેલ્સ, એ સૌથી મોટું બંદર છે; બોર્ડો, ગેરોન ઉપર, એ બીજા નંબરનું બંદર છે; હેવર, સેન નદીના મુખ ઉપર, એ ત્રીજા નંબરનું બંદર છે; કેલે (બંદર); ટુલોન, બ્રેસ્ટ, શેરબર્ગ, એ ત્રણ નૌકાનાં મુખ્ય બંદરો છે; પૂર્વ પિરિનીઝમાં **ઍન્ડોરા** ઉપર ફ્રાન્સનો અખત્યાર છે

**પ્રદેશમાં ફ્રાન્સના તાબાનો મુલક.**—**એશ્યામાં**:—પોન્ડિચરી, ચંદ્રનગર, કારિકલ, માહિ અને યેનોન એ પાંચ હિંદુસ્તાનમાં છે; હિંદી ચીનમાં:—કોચીન-ચીન, ટૉંકિંગ, સીઆમનો કેટલોક ભાગ, આનામ, કામ્બોડિઆ; ચીનમાં:—ક્વાંગ ચાઉ. **પાસિફિક** મહાસાગરમાં:—ન્યુ કાલિડોન્યા, માર્કીસાસ, સોસાયટી બેટો (તહીતી વિગેરે), તાઉમોટુ (પાઉમોટુ) ગામ્બિઅર, અને ટુબુઆઇ. **આફ્રિકામાં**:—આલ્જીરિઆ, ટ્યૂનિસ, મૅારીટાન્યા, સેનિગાલ, અપર સેનીગાલ-નાઇજર, ફ્રેન્ચ ગિનિ, આઇવરી કોસ્ટ, દાહોમી, ફ્રેન્ચ કોંગો, અને બીજા ટાપુઓ. **દક્ષિણ અમેરિકામાં**:—ફ્રેન્ચગાએના. **ઉવેસ્ટ ઈન્ડીઝમાં**:—માર્ટિનીક, ગ્વાડેલૂપ. **ઉત્તર અમેરિકામાં**:—સેન્ટ પીઅર, મીકવેલૂન.

## (૧૩). પોર્ટુગલ.

**સીમા.**—એ સ્પેન દેશની પશ્ચિમે આવેલો છે.

**નદીઓ.**—મિન્હો, ઉત્તરમાં; ડૂરો અને ટેગસ, મધ્યમાં; ગ્વાડિઆના, દક્ષિણે.

**મુખ્ય શેહેરો.**—લિસ્બન, ટેગસ ઉપર, રાજધાની; ઓપોર્ટો, ડૂરો ઉપર, એ પોર્ટવાઇન માટે પ્રખ્યાત છે. "પોર્ટ" દારૂનું નામ ઓપોર્ટો ઉપરથી પડયું છે; સેટયુબલ (બંદર) અને કોઇમ્બ્રા.

**પ્રદેશમાં પોર્ટુગલના તાબાનો મુલક:—હિંદમાં:**—ગોવા, દમ્મણ ને દીવ; ઇસ્ટઇન્ડિઅન આર્કીપેલેગોમાં:—તાઇમોર; ચીનમાં મકાઊ; એંગોલા અથવા પોર્ટુગીઝ પશ્ચિમ આફ્રિકા, અને પોર્ટુગીઝ પૂર્વ આફ્રિકા; પ્રિન્સ અને સેન્ટ ટોમસ બેટો, ગીનીના અખાતમાં; કેપવર્ડ, એઝોર્સ; અને મદીરા, આટ્લાન્ટિકમાં; મોઝમબીક, આફ્રિકાની પૂર્વે.

## (૧૪). સ્પેઇન.

**સીમા.**—એ બિસ્કેના અખાતની દક્ષિણે છે.

**પહાડો.**—પિરિનીઝ, એ સ્પેઇન ને ફ્રાન્સની વચ્ચે છે.

**નદીઓ.**—ડૂરો, ટેગસ, ગ્વાડિઆના, ગ્વાડાલ્કિવર એ બધી આટલાન્ટિકમાં પડે છે. ઇબ્રો, ભૂમધ્યમાં પડે છે.

**ટાપુઓ:**—બેલીઆરિક ટાપુઓ, પૂર્વે; મેજોરકા, માઇનોરકા, આઇવીઝા, અને ફોર્મેન્ટેરા, ભૂમધ્ય સમુદ્રમાં છે.

**નિપજ-વ્યાપાર.**—સીસું, ત્રાંબું, લ્હોખંડ, અને પારો, એ પુષ્કળ નિકળે છે. એમાં ઉત્તમ ઘોડાઓ અને ખચ્ચરો થાય છે. મુખ્ય વ્યાપાર રેશમ અને રૂનો છે. દારૂ પ્રદેશોમાં ઘણો જાય છે.

**મુખ્ય શેહેરો.**—મૅડ્રિડ, રાજધાની-બીજાં શેહેરો,—બાર્સિલોના, કેડિઝ, સૅવિલ, કોરડોવા, ગ્રાનેડા, ટોલીડો, સારાગોસા, કોરન્ના, અને બિલબાઓ બંદરો છે.

દક્ષિણે જીબ્રૉલ્ટરનો પહાડી કિલ્લો અંગ્રેજનો છે.

**પ્રદેશમાં સ્પેઈનના તાબાનો મુલક.**—આફ્રિકામાં, ક્યૂટા, જીબ્રાલ્ટરની સામે; રાયો ડી ઓરો અને એડ્રાર, મોરોક્કોની દક્ષિણે; રાયો મુની અને કેઇપ સાન જુઆન, આફ્રિકાને પશ્ચિમ કિનારે: ફર્નાન્ડો પો અને બીજા નાના બેટો ગીનીના અખાતમાં.

## (૧૫). ઇટલી.

**સીમા.**—ઉત્તરે, સ્વિટ્ઝર્લેંડ અને ઑસ્ટ્રિઆ; પૂર્વે, ઑસ્ટ્રિયા અને આડ્રિઆટિક સમુદ્ર; દક્ષિણે, ભૂમધ્ય સમુદ્ર; પશ્ચિમે, ભૂમધ્ય સમુદ્ર અને ફ્રાન્સ.

**પહાડો.**—ઉત્તરે, આલ્પ્સ; આપીનાઇન્સ, ઉત્તરથી દક્ષિણ સુધી; ઉત્તરમાં લૉમ્બર્ડીનું મોટું મેદાન છે તેને "યૂરોપની વાડી" કહે છે.

**નદીઓ.**—પો અને અડિજ્જ લોમ્બર્ડીના મેદાનમાં; આર્નો અને ટાઇબર ભૂમધ્ય સમુદ્રમાં પડે છે.

**સરોવરો.**—મેજીઓર, કોમો અને ગાર્ડા.

**ટાપુઓ.**—કૉર્સિકા, સાર્ડીનિઆ, એલ્બા, પશ્ચિમે; સિસિલી; મોલ્ટા અને ગોઝો, દક્ષિણે અંગ્રેજના છે.

**નિપજ–વ્યાપાર.**—કોલસો, ગંધક, લ્હોખંડ, અને આરસ ને દારૂ એ પુષ્કળ દેશાવર ખાતે મોકલવામાં આવે છે. રેશમના કીડાઓ પુષ્કળ ઉછેરવામાં આવે છે.

**મુખ્યશેહેરો.**—**રોમ,** ટાઇબર નદી ઉપર, રાજધાની; બીજા શેહેરો, લેગહૉર્ન (આરસ વિગેરે); ફ્લૉરેન્સ, આર્નો ઉપર, એમાં ચિત્રકામ, કોતરકામ ઘણું ઉત્તમ છે; અંકોના (બંદર); નેપલ્સમાં ઘણો વ્યાપાર ચાલે છે; **બ્રિન્ડિઝી,** પૂર્વની મેલ સ્ટીમર અહિં ઉભી રહે છે. લૉમ્બર્ડીના મેદાનમાં જીનોઆ, ટ્યૂરિન, મિલાન, પાર્મા, બોલોના અને વેનિસ (હુન્નર, લડાઇનાં શસ્ત્રો એમાં થાય છે. **સિસિલી** બેટમાં, પેલર્મો, કટાનિઆ અને મેસીના; **સાર્ડીનિઆ**માં, કાગ્લીઆરી.

**પ્રદેશમાં ઈટલીના તાબાનો મુલક.**—આફ્રિકામાં, એરિટ્રિઆ, રાતા સમુદ્ર ઉપર; સોમાલીલૅંડ, આફ્રિકાને પૂર્વ કિનારે.

## (૧૬). યૂરોપી તુર્કસ્તાન.

**સીમા.**—ઉત્તરે, ઑસ્ટ્રિઆ, સર્વિઆ, અને રોમાન્યા; પૂર્વે, કાળો સમુદ્ર; દક્ષિણે, આર્કીપેલેગો અને ગ્રીસ; પશ્ચિમે, આડ્રિઆટિક.

**પહાડો.**—બાલ્કન પર્વત, પૂર્વથી પશ્ચિમે.

**નદીઓ.**—ડાન્યૂબ, રોમાન્યા અને બલ્ગેરિઆને જૂદા પાડે છે.

**મુખ્યશેહેરો.**—**કોન્સ્ટેન્ટિનોપલ,** રાજધાની, બોસ્પરસ ઉપર; આડ્રિઆનોપલ; સૅલોનીકી, (બંદર) શેત્રંજી અને રેશમી કાપડ માટે પ્રખ્યાત છે.

**નિપજ-વ્યાપાર.**—કોલસો, ત્રાંબું, સીસું, રૂપું, લ્હોખંડ, આરસ અને જસત.

**(૧૭) રોમાન્યા.**—મુ૦ શે૦ બુકારેસ્ટ. **(૧૮) સર્વિઆ** મુ૦ શે૦ બેલગ્રેડ. **(૧૯) મોન્ટીનીગ્રો.**—મુ૦ શે૦ સેટિન. (૨૦) **બલ્ગેરિઆ** (તુર્કસ્તાનને તાબે), મુ૦ શે૦ સોફાયા, ફિલિપ્પોપોલિસ, શમ્લા, વાર્ના (બંદર). **ક્રીટ અથવા કાન્ડિઆ ટાપુ,** મુ૦ શે૦ કાન્ડિઆ.

તુર્કસ્તાન, ગ્રીસ, સર્વિઆ, બલ્ગેરિઆ, મોન્ટીનીગ્રો એને **"બાલ્કન દ્વીપકલ્પ"** કહે છે. તુર્કીઓ મુસલમાની ધર્મ પાળે છે.

## (૨૧). ગ્રીસ.

**સીમા.**—ઉત્તર, ટર્કી; પશ્ચિમે અને દક્ષિણે, ભૂમધ્ય સમુદ્ર; પૂર્વે, ઇજીઅન સમુદ્ર અથવા આર્કીપેલેગો. એ દેશના કૅારિન્થ અને ઇજાયનાના અખાતોથી બે ભાગ પડેલા છે,—હેલાસ અને મોરીઆ.

**પર્વત.**—પિંડસ.

**નિપજ-વ્યાપાર.**—કાચી ધાતુ, ઑલિવ, તંબાકુ, સુકીદ્રાક્ષ, દારૂ અને વાદળીઓ.

**મુખ્ય શેહેરો.—ઍથેન્સ,** રાજધાની; પિરીઅસ; કોરિન્થ; પૅટ્રાસ; નૅાપ્લિઆ; સ્પાર્ટા; નવારીનો; ઝાન્ટી (આયોનિઅન બેટમાં); કૅારફુ, કૅારફુ બેટમાં; સાઇરા, એ સાઇક્લડીસમાંનો એક ટાપુ છે. એમાં મોટું બંદર છે.

## (૨૨). રૂશ્યા.

**સીમા.**—ઉત્તરે, આર્કટિક મહાસાગર; પૂર્વે, ઉરલ પર્વત, ઉરલ નદી, અને કાસ્પિઅન સમુદ્ર; દક્ષિણે, કૅાકેસસ, પર્વત, કાળો સમુદ્ર, રોમાન્યા અને ઑસ્ટ્રિઆ; પશ્ચિમે, ઑસ્ટ્રિઆ, પ્રશ્યા, બૅાલ્ટિક સમુદ્ર અને સ્વીડન.

**સમુદ્રો તથા અખાતો.**—ઉત્તરે, શ્વેત સમુદ્ર; પશ્ચિમે, બૅાલ્ટિક (બૅાથ્નીઆ, ફેન્લંડ અને રાઇગા અખાતો સાથે); દક્ષિણે, કાળો સમુદ્ર, ઍઝોવનો સમુદ્ર, અને કારપીઅન સમુદ્ર.

**ટાપુઓ.**—બૉલ્ટિકમાં, ઇસેલ, ડાગો, આલાંડ; આર્કટિક મહાસાગરમાં, નોવા ઝેમ્લા, ઉવાઇગાટ્ઝ, અને સ્પિટ્સ બર્ગેન.

**પહાડો.**—ઉરલ અને કોકેસસ પર્વતો, એશ્યાની હદ ઉપર.

**નદીઓ.**—પેચોરા, આર્કટિકમાં પડે છે; ડવીના, શ્વેત સમુદ્રમાં પડે છે; નીવા; ડયૂના, નીમેન, વિસ્ટ્યૂલા, બૉલ્ટિકમાં પડે છે; નીસ્ટર, નીપર, કાળા સમુદ્રમાં પડે છે; ડૉન, એઝૉવ સમુદ્રમાં પડે છે; વૉલ્ગા (યૂરોપમાં સૌથી મોટી નદી), અને ઉરલ કાસ્પિઅનમાં પડે છે.

**સરોવરો.**—લેડોગા અને ઓનીગા.

**નિપજ-વ્યાપાર.**—લ્હોખંડ, ત્રાંબું, સોનું, પ્લાટીનમ, કોલસો, વિગેરે; કાપડ; દોરડાં અને ચામડું જે દુનિયામાં સૌથી ઉત્તમ ગણાય છે. તેલનાં બી તથા કેરોસીન તેલ દેશાવર ખાતે પુષ્કળ મોકલવામાં આવે છે. રૂ, ચ્હા, દારૂ, અને રંગો રૂશ્યામાં પરદેશથી આવે છે.

**મુખ્ય શેહેરો.**—**સેન્ટ પીટર્સબર્ગ,** નીવા ઉપર, રાજધાની; ક્રોન્સ્ટેડ, એ રૂશ્યાના બૉલ્ટિક કાફલાનું મુખ્ય સ્થળ છે; આર્કેન્જલ અને રાઇગા. વૉર્સૉ, એ પોલંડનું મુખ્ય શેહેર છે. અગાઉ પોલંડ પ્રબળ રાજ્ય હતું, પણ અરાડમી સદીની આખરે એ પ્રશ્યા, ઑસ્ટ્રિઆ, અને રૂશ્યાએ વ્હેંચી લીધું, વિલ્ના એ મોટું વ્યાપારનું સ્થળ છે; મોસ્કો, ખીવ (નીપર ઉપર), ઓડેસા; ક્રીમીઆમાં સીબાસ્ટોપોલ, એ ફ્રેન્ચ અને અંગ્રેજોએ સને ૧૮૫૫ માં લીધું. વિસ્તારની બાબતમાં રૂશ્યાનું રાજ્ય દુનિયામાં બીજે નંબરે છે, અને વસ્તીમાં ત્રીજે નંબરે છે.

## યૂરોપની પરચુરણ જાણવાજોગ હકીકત.

**હવા.**—સાધારણ રીતે યૂરોપની હવા સમશીતોષ્ણ છે. ઉત્તરના ભાગોમાં ઠંડી પડે છે અને દક્ષિણના ભાગો ગરમ છે.

**કુદરતી ઉત્પત્તિ.**—એ ખંડમાં અનાજ તથા ઇમારતી લાકડાં સારાં ઉત્પન્ન થાય છે. નારંગી, દાડમ, શેરડી, દ્રાક્ષ, તંબાકુ વગેરે પાકે છે. ઉત્તરમાં રેન્ડીઅર જનાવર પુષ્કળ છે. ઘોડા, ગાય, ઘેટાં અને કુતરા બધા દેશોમાં સાધારણ રીતે થાય છે. શામી નામનું પ્રાણી આલ્પ્સ

પર્વત ઉપર થાય છે, તેનું ચામડું ઘણુંજ સુંવાળું હોય છે. કાળા સમુદ્રના કિનારા ઉપર ઊંટ મળી આવે છે. એ ઉપરાંત વરૂ, રીંછ વગેરે જંગલી પ્રાણીઓ થાય છે. કોલસા અને લ્હોખંડ ઈંગ્લંડમાં પુષ્કળ થાય છે. કોલસા બેલ્જ્યમમાં પણ ઘણા નીપજે છે. નૉર્વે અને સ્વીડન દેશોમાં પણ લ્હોખંડ મળી આવે છે. સ્પેઇન દેશમાં પારાની અને સીસાની ખાણો છે. ઑસ્ટ્રિઆમાં પારો અને મીઠું મળી આવે છે.

**રાજ્યરીતિ.**—જર્મની, ઑસ્ટ્રિઆ, રૂશ્યા, અને તુર્કસ્તાનમાં પાદશાહો રાજ્ય ચલાવે છે. ગ્રેટબ્રિટન, નૉર્વે, સ્વીડન, ડેન્માર્ક, બેલ્જ્યમ, હૉલંડ, પોર્ટુગલ, સ્પેઇન, ઇટલિ, સર્વિઆ, રોમાનિઆ અને ગ્રીસ, એમાં રાજા રાજ્ય કરે છે. મોન્ટિનીગ્રોમાં શાહજાદો રાજ્ય કરે છે. ફ્રાન્સ અને સ્વિતઝર્લેન્ડમાં પ્રજાસત્તાક રાજ્યો છે. તેના ઉપરીને "પ્રેસિડંટ" કહે છે તેને લોકો પસંદ કરે છે રૂશ્યા અને તુર્કસ્તાનમાં રાજ્યનો તમામ હક રાજાનાજ હાથમાં છે. બીજા દેશોમાં રાજાની સત્તા પાર્લ્યમેન્ટે હદમાં રાખી છે. ગ્રેટબ્રિટન, ફ્રાન્સ, જર્મની, ઑસ્ટ્રિઆ-હંગરી, ઇટલિ અને રૂશ્યા એ મહારાજ્યો (Great Powers) કહેવાય છે.

**ધર્મ.**—લોકોનો મ્હોટો ભાગ ખ્રિસ્તી છે. તુર્કસ્તાનમાં મુસલમાની ધર્મ પાળે છે. ક્વચિત્ ક્વચિત્ મૂર્તિપૂજકો પણ છે.

**યૂરોપનો એશ્યા સાથે મુકાબલો.**—યૂરોપ એશ્યા સાથે કેટલીક બાબતમાં મળતો આવે છે:—(૧) બન્ને ખંડમાં વિશાળ મેદાનો ઉત્તરમાં આવેલાં છે; (૨) બન્નેમાં પહાડોની હાર દક્ષિણમાં છે, અને તે પૂર્વથી પશ્ચિમે ફેલાયલા છે; (૩) બન્નેમાં પર્વતોની હારોનો ફેલાવો મધ્યના મોટા ભાગમાંથી થાય છે,—એશ્યામાં હિમાલય, અને યૂરોપમાં આલ્પ્સ; (૪) આ મધ્યના ભાગો ત્રણ દ્વીપકલ્પો જે દક્ષિણમાં આવેલા છે તેના મધ્ય ભાગમાંથી ઉત્તરે આવેલા છે; (૫) બન્ને ખંડમાં પશ્ચિમ દ્વીપકલ્પ ઉચ્ચ પ્રદેશો છે, વચલાને દક્ષિણ તરફ ટાપુ છે, અને પશ્ચિમનાને કિનારાથી દૂર આર્કીપેલેગો આવેલો છે; (૬) બેટનું રાજ્ય, ગ્રેટબ્રિટન, યૂરપની પશ્ચિમે, અને જાપાની બેટનું રાજ્ય એશ્યાની પૂર્વે; (૭) એ બન્ને રાજ્યોની હવા એક ગરમ મહાસાગરના પ્રવાહથી સમશીતોષ્ણ થાય છે,—ગ્રેટબ્રિટનની બાબતમાં "ગલ્ફ સ્ટ્રીમ" થી, અને જાપાનની બાબતમાં "ક્યુરો સીવો" નામના પ્રવાહથી.

# आफ्रिका खंड.

એ ખંડ પૂર્વ ગોલાર્દ્ધનો એક ભાગ છે, અને ભૂમધ્ય સમુદ્રની દક્ષિણે આવેલો છે. એની વધુમાં વધુ લંબાઇ ૫૨૦૦ માઇલ છે, અને વધુમાં વધુ પ્હોળાઇ ૪૬૬૦ માઇલ છે. એ એશ્યા સાથે સૂએઝની સંયોગી ભૂમિથી જોડાયલો છે. એ સંયોગી ભૂમિમાંથી એક ન્હેર ખોદી કાઢી છે અને તેમાંથી આગબોટ રાતા સમુદ્રમાં આવે છે. એ ન્હેરનું કામ એક ફ્રેન્ચ એન્જીનીઅર ફર્ડિનાંડ ડી લેસેપ્સે કીધું હતું. એ સત્યાસી માઇલ લાંબી છે. એ ન્હેરને ઉત્તર છેડે કોલસો લેવાની જગ્યા છે તેને **પોર્ટ સૈયદ** કહે છે. **સ્ટાન્લી** સાહેબે એ ખંડમાં મુસાફરી કીધી ત્યારથી યૂરોપી રાજ્યોની આંખ ઉઘડી અને સને ૧૮૮૬ માં તૂટાતૂટ થઇ.

**સીમા.**—ઉત્તરે, ભૂમધ્ય સમુદ્ર; પૂર્વે, રાતો સમુદ્ર અને હિન્દિ મહાસાગર; દક્ષિણે, હિન્દિ મહાસાગર અને પશ્ચિમે આટલાન્ટિક મહાસાગર.

## રાજકીય વિભાગો.

ફક્ત **મોરૉક્કો, ઍબિસિનિઆ** અને **લાઇબીરિઆ** સ્વતંત્ર દેશો છે. એ શિવાયનો એ ખંડનો તમામ ભાગ **બ્રિટન**, ફ્રાન્સ, જર્મની, બેલ્જયમ, ઇટૂલી, પોર્ટુગલ, સ્પેઇન, અને તુર્કસ્થાન વચ્ચે વ્હેંચાઇ ગયો છે.

**સ્વતંત્ર દેશો.**—(૧) **મોરૉક્કો**, એ ઉત્તરમાં આવેલો છે ને એમાં મુસલમાની રાજ્ય છે. મુ૦ શે૦ ફેઝ, મોરૉક્કો, મોગાડોર (બંદર), અને તાન્જીઅર. (૨) **ઍબિસિનિઆ**, એ પહાડી મુલક રાતા સમુદ્ર આગળ આવેલો છે. મુ૦ શે૦ ગોન્ડર, જુની રાજધાની; એડોવા, આડિસ આબાબા (હાલની રાજધાની). (૩) **લાઇબીરિઆ**, એ ગીનીના અખાત આગળ હબસી લોકોનું નાનું પ્રજાસત્તાક રાજ્ય છે. મુ૦ શે૦ **મોન્રોવિઆ.**

## (૧). બ્રિટિશ આફ્રિકા.

એના ચાર વિભાગ છે:—બ્રિ. દક્ષિણ આફ્રિકા, બ્રિ. મધ્ય આફ્રિકા, બ્રિ. પૂર્વ આફ્રિકા અને બ્રિ. પશ્ચિમ આફ્રિકા.

**દક્ષિણ આફ્રિકાના મુખ્ય ભાગો:—**

(૧) **કેપ કોલોની** (ગ્રીક્વૉ લેંડ ઉવેસ્ટ સાથે). એના પેટામાં પોન્ડો લેંડ, બેચ્યુઆના લેંડ, બેચ્યુઆના લેંડ પ્રોટેક્ટરેટ, અને બાસુટો લેંડ

છે. સને ૧૬૫૨ માં પહેલા ડચ લોકો એમાં જઇ વસ્યા, અને આખરે અંગ્રેજોએ ૧૮૦૬ માં એ લીધો. એમાં પોતાનુંજ રાજ્ય છે, બે પાર્લ્યમેન્ટની સભા ને એક ગવર્નર છે. દક્ષિણ આફ્રિકાનો હાઇ કમિશનર કેપ ટાઉનમાં રહે છે. **મુખ્ય શેહેરો**:—**કેપ ટાઉન**, ટેબલ ઉપસાગર ઉપર છે. **પોર્ટ ઇલિઝાબેથ** મોટું વ્યાપારી શેહેર છે. બીજાં શેહેરો ઇસ્ટલંડન, સાઇમન્સ ટાઉન, ગ્રેહામ્સ ટાઉન, કિમ્બર્લી ( હીરાની ખાણો એમાં છે ), પાર્લ, એમાં દારૂ બને છે.

(૨) **નાટાલ** ( ઝુલુ લેંડ સાથે ). એ ૧૮૪૩ માં બ્રિટિશોએ લીધું. મુ. શે:—**પીટર મારિત્ઝબર્ગ**; ડર્બન ( બંદર ). **ઝુલુ લેંડ** અંગ્રેજોએ ૧૮૭૯ માં લીધો.

(૩) બેચુઆના લેંડ, એ ક્રાઉન કૉલોની છે. મુ. શે. મેફેકિંગ અને જાઇબર્ગ.

(૪) **બાસુટો લેંડ**, એ ૧૮૮૪ માં લીધું. એ ક્રાઉન કોલોની છે. એ કમિશનરની સત્તા નીચે છે.

(૫) **બ્રિ.દક્ષિણ આફ્રિકા કંપનીનો મુલક અથવા હોડેશ્યા.** મુ. શે. **સાલ્સબરી** અને બુલાવેયો.

(૬) **ઑરેંજ રિવર કોલોની.**—એ મુલકમાં અંગ્રેજી રાજ્યથી અસંતોષ પામી **બોઅર** લોકો રહ્યા ને તેઓએ પ્રજા સત્તાક રાજ્ય સ્થાપ્યું. એ અંગ્રેજોએ ૧૯૦૦ માં લીધું. એમાં હીરા તથા સોનાની ઉત્તમ ખાણો છે. મુ. શે. બ્લોએમ ફોન્ટેઇન અને હેરી સ્મિથ.

(૭) **ટ્રાન્સવાલ કોલોની.**—એ સંસ્થાન નાટાલ અને ઓરેંજ ફ્રી સ્ટેટમાંથી ગયલા "બોર" લોકોએ વસાવેલું. એને અંગ્રેજોએ જબરી લડાઇ કરી ૧૯૦૦ માં લઇ લીધું. મુ. શે. **પ્રેટોરીઆ.** જોહાન્સબર્ગ અને બાર્બર્ટનમાં સોનાની ખાણો છે જે ઘણી માતબર છે.

**બ્રિટિશ મધ્ય આફ્રિકા.**—એ ઝામ્બીઝી નદીની ઉત્તરે છે. મુ. શે. ઝોમ્બા. એ ભાગને **નિઆસા લેંડ** પ્રોટેક્ટરેટ કહે છે.

**બ્રિટિશ પૂર્વ આફ્રિકા અને યુગંડા,**—એ જર્મન આફ્રિકાની ઉત્તરે છે. યુગંડા પ્રોટેક્ટરેટ વિક્ટોરિઆ નીઆન્ઝાની ઉત્તરે છે. મુ. શે.

**મોમ્બાસા** (બંદર). **ઝન્ઝીબાર ટાપુ** (જંગબાર) એ મુસલમાની રાજ્ય અંગ્રેજના રક્ષણ નીચે છે. **સોમાલી લેંડ પ્રોટેક્ટરેટ,** છેક પૂર્વ ખૂણા ઉપર, મુ. શે. **બર્બેરા** (બંદર); હારાર, મધ્યમાં.

**બ્રિટિશ પશ્ચિમ આફ્રિકા.**—એના મુખ્ય મુલકો:—(૧) **ગોલ્ડ કોસ્ટ,** મુ. શે. **આક્રા** અને **કેપ કોસ્ટ કેશલ**; (૨) **સીઅરા લીઓન,** મુ. શે. **ફ્રી ટાઉન,** એની હવા ઘણી નઠારી છે. એને "white man's grave" (ગોરા લોકોની કબર) કહે છે. (૩) **ગેમ્બિઆ,** મુ. શે. **બેથર્સ્ટ**; (૪) **અશાન્ટી,** મુ. શે. કુમાસી સને ૧૮૯૬ થી બ્રિટિશ સત્તા નીચે છે. (૫) **લેગૉસ,** મુ. શે. લેગૉસ; (૬) **ઉત્તર અને દક્ષિણ નાઇજીરીઆ,** મુ. શે. ઝુંગેરૂ.

**ઇજીપ્ટ** (મિસર).—એ તુર્કીના તાબાનું છે. એના રાજાને "ખેડિવ" કહે છે, એ અંગ્રેજોના કાબુ નીચે છે. મુ. શે. કેરો, એલેકઝાંડ્રિઆ (બંદર), રોસેટા, ડેમીએટા એ દેશમાં ઉત્તમ રૂ પાકે છે.

**ઇજીપ્શયન સૂડાન.**—મુ૦ શે૦ ખારટૂમ; સાવાકીન (બંદર). એમાં ઇજીપ્ટનો ગવર્નર-જેનરલ રાજ ચલાવે છે, ને તે બ્રિટિશોની સલાહ લે છે.

**ટાપુઓ.**—હિન્દીમહાસાગરમાં,—સોકોટા, સેશેલ, મોરિશ્યસ અને એમિરાન્ટ; આટલાન્ટિકમાં,—એસેન્શન અને સેન્ટ હેલીના.

## (૨). ફ્રેન્ચ આફ્રિકા.

(૧) **ઑલ્જીરિઆ.**—મુ. શે. ઑલ્જીઅર્સ; **ટ્યૂનિસ,** મુ. શે. ટ્યૂનિસ; (૩) **ફ્રેન્ચ પશ્ચિમ આફ્રિકા,**—એના મુખ્ય પ્રાંતો:—**ફ્રેન્ચકૅાંગો,** મુ. શે. બ્રાઝાવિલ; **દાહોમી,** મુ. શે. એબોમી; **આઇવરી કોસ્ટ; ફ્રેન્ચગીની, સેનીગાલ; અપર સેનીગાલ**—નાઇજર, મુ. શે. ટિમ્બક્ટુ, સેગો, સોકોટો, કૂકા; **સહારાના રણનો મોટો ભાગ; ફ્રેન્ચ સોમાલીલેંડ,** રાતા સમુદ્રના દક્ષિણ નાકા ઉપર, મુ. શે. **જીબુતીલ; ટાપુઓ**:—**મૅડાગાસ્કર,** મુ. શેહેર આન્ટાનાનારીવો અને **બુર્બોં,** એ બન્ને હિન્દી મહાસાગરમાં આફ્રિકાની પૂર્વે છે.

## (૩). જર્મન આફ્રિકા.

(૧) **જર્મન પશ્ચિમ આફ્રિકા** ( કામેરૂન ):—એમાં બે પ્રાંતો આવેલા છે, **કૅમેરૂન** મુ. શે. બ્યુઇઆ અને **ટોગોલેંડ; જર્મન સાઉથ-ઊવેસ્ટ** ( નૈઋત્ય ) **આફ્રિકા,** એ ઑરેંજ નદીનો ઉપલો ભાગ છે. એમાં બે પ્રાંત સમાયલા છે,—ગ્રેટ નામાક્વા લૅંડ અને ડામારારા લૅંડ. **જર્મન પૂર્વ આફ્રિકા,** એ કોંગો ફ્રીસ્ટેટની પૂર્વે છે. મુ. શે. **બાગામોયો** ( બંદર ). **ડારેસ સલામ,** રાજ્યનું સ્થળ છે.

## (૪). બેલ્જ્યમનું આફ્રિકા.

**કોંગો** ( ફ્રી ) **સ્ટેટ,**—એ દક્ષિણ આફ્રિકામાં ઉત્તરે મધ્યમાં આવેલું છે. એના ઉપર બેલ્જ્યમનો અધિકાર છે. મુ. શે. **બોમા** ( બંદર ) અને લીઓપોલ્ડવિલ.

## (૫). ઇટલિનું આફ્રિકા.

**રાતા સમુદ્ર ઉપરનાં સંસ્થાનો,**—જેમાં મુખ્ય ઇરિટ્રિઆ છે. મુ. શે. મસાઉઆ; ઇટલીનું સોમાલી લૅંડ, મુ. શે. ઇટાલા. એ પૂર્વે મધ્યમાં છેક કિનારા ઉપર છે.

## (૬). પોર્ટુગલનું આફ્રિકા.

(૧) **પોર્ટુગીઝ પશ્ચિમ આફ્રિકા** અથવા **ઍંગોલા,** એ જર્મન સાઉથ-ઊવેસ્ટ આફ્રિકાની ઉત્તરે છે. મુ. શે. સૅન્ટ પૉલ ડી લોઆન્ડા. (૨) **પોર્ટુગીઝ પૂર્વ આફ્રિકા,** મુ. શે. **લોરેન્ઝો માર્કેઝ,** મોઝમ્બીક, ઝામ્બેઝીઆ, બીરા. (૩) **પોર્ટુગીઝ ગીની,** એ ફ્રેન્ચ ગીનીની ઉત્તરે છે. (૪) **ટાપુઓ**—વાયવ્ય કોણમાં એઝોર્ઝ, મદીરા, કેપવર્ડ ટાપુઓ, સૅન્ટ ટૉમસ અને પ્રિન્સિસ ટાપુઓ.

## (૭). સ્પેઇનનું આફ્રિકા.

(૧) **કયૂટા,** જીબ્રોલ્ટરની સામા એક શેહેર છે; (૨) પશ્ચિમ આફ્રિકામાં, રાયોમુની, રાયો ડી ઓરો અને એડાર, મોરોક્કોની દક્ષિણે; (૩) **ટાપુઓ,**—કેનેરી બેટો, એમાં ટેનેરિફ઼ કરીને પ્રખ્યાત જ્વાળામુખી પર્વત છે; ફ઼ર્નાન્ડોપો, ગીનીના અખાતમાં.

## (૮). તુર્કી આફ્રિકા.

(૧) ઈજીપ્ટ.—મુ. શે. કેરો; (૨) **ઍંગ્લો ઇજીપ્શ્યન સુડાન,**—મુ. શે ખાર્ટૂમ; (૩) **ટ્રિપોલી,**—મુ. શે. ટ્રિપોલી; (૪) **ફેઝન,**—મુ. શે. મૂર્ઝુક.

### દ્વીપો.

#### આટ્લાંટિક મહાસાગરમાં:—

**મડીરા.**—કૅનેરિ દ્વીપની ઉત્તરે છે, અને ફિરંગીને તાબે છે. **કૅનેરિ.**—મૉરૉક્કોની નૈઋત્યે છે, અને સ્પેઇનને તાબે છે. **કેઇપ વર્ડ.**—સેનિગૅમ્બિઆની પશ્ચિમે છે, અને ફિરંગીને તાબે છે. **ફર્નાન્ડો પો.**—ગિનીના અખાતમાં છે, અને સ્પેઇનને તાબે છે. **સેન્ટ ટૉમસ.**—ગિનીના અખાતમાં છે, અને ફિરંગીને તાબે છે. **ઍસેન્શન.**—આફ્રિકાની પશ્ચિમે દૂર, અને અંગ્રેજને તાબે છે. **સેન્ટ હેલીના.**—ઍસેન્શનની દક્ષિણે, અંગ્રેજને તાબે છે.

#### હિંદિ મહાસાગરમાં:—

**મૅડાગાસ્કર.**—આફ્રિકાની પૂર્વે છે, અને ફ્રેન્ચના રક્ષણ તળે છે. **રીયુનિઅન અથવા બુર્બોં.**—મૅડાગાસ્કરની પૂર્વે છે, અને ફ્રેન્ચને તાબે છે. **મૉરિશ્યસ.**—મૅડાગાસ્કરની પૂર્વે, અને અંગ્રેજને તાબે છે. **કૉમોરો.**—મૅડાગાસ્કરની વાયવ્યે, અને ફ્રેન્ચને તાબે છે. **સેશેલ અને ઍમિરૅન્ટ દ્વીપો.**—મૉરિશ્યસની ઉત્તરે, અને અંગ્રેજને તાબે છે. **રૉડ્રિગેઝ**—મૉરિશ્યસની પૂર્વે, અને અંગ્રેજને તાબે છે. **શૅગૉસ.**—સેશેલની પૂર્વે, અને અંગ્રેજને તાબે છે. **સૉકોટ્રા.**—ગાર્ડાફ્વી ભૂશિરની પૂર્વે, અને અંગ્રેજને તાબે છે.

### સંયોગીભૂમિ.

**સૂએઝની સંયોગીભૂમિ.**—આફ્રિકા અને એશ્યાને જોડે છે.

### ભૂશિરો.

**બૉન.**—ટ્યૂનિસની ઉત્તરે છે. **સ્પાર્ટેલ.**—મૉરૉક્કોની ઉત્તરે છે. **બ્લૅંકો** (શ્વેત ભૂશિર).—સહારાની પશ્ચિમે છે. કેઇપ વર્ડ (**લીલી**

ભૂશિર ).—સેનિગૅમ્બિઆની પશ્ચિમે છે. **પાલ્માસ અને ફૉર્મોસા.**—અપર ગિનીની દક્ષિણે છે. **લોપેઝ અને નીગ્રો.**—લોઅર ગિનીની પશ્ચિમે છે. **ગુડ હોપ અને ઍગૂલયાસ.**—કેઇપ કૉલોનિની દક્ષિણે છે. **ગાર્ડાફવી.**—આફ્રિકાનું છેક પૂર્વ બિંદુ છે.

## પર્વતો.

**ઍટ્‌લસ પર્વતો.**—મૉરૉક્કોમાં છે. **કૉંગ** પર્વત.—અપર ગિનીમાં છે. **કૅમેરૂન પર્વતો**—ફર્નાન્ડોપોની પૂર્વે છે. **ઍબિસિનિયાના** પર્વતો.—ઍબિસિનિયામાં છે. **કેનિઆ અને કિલિમંજારોના** પર્વતો.—વિક્ટોરિઆ નિઆંઝા સરોવરની પાસે છે. **કમ્પસબર્ગ અને ડ્રેકન્ઝબર્ગ** પર્વતો.—કેઇપ કૉલોનિમાં છે.

## અખાતો.

**સીડ્રા**નું અખાત.—ટ્રિપોલિની ઉત્તરે છે. **કેબિઝ**નું અખાત.—ટયુનીસની પૂર્વે છે. **ગિની**નું અખાત.—અપર અને લોઅર ગિનીની વચ્ચે છે. **મોઝાંબીક**ની ખાડી.—ખંડ અને મૅડાગાસ્કરની વચ્ચે છે.

## ઉપસાગરો.

**ટેબલ** ઉપસાગર.—કેઇપ કૉલોનિની નૈઋત્યે છે. **ફૉલ્સ અને ઍલ્ગોઆ**ના ઉપસાગરો.—કેઇપ કૉલોનિની દક્ષિણે છે. **ડેલગોઆ**નો ઉપસાગર.—ઝુલુલૅંડની પાસે છે. **સોફાલા**નો ઉપસાગર.—સોફાલાની પૂર્વે છે.

## સરોવરો.

**ચૅડ** સરોવર.—સૂડાનમાં છે. **વિક્ટોરિઆ નિઆન્ઝા અને આલ્બર્ટ નિઆન્ઝા.**—વિષુવવૃત્તની પાસે છે. **ટૅંગનીકા, બૅંગ્વિ-ઓલો, નિઆસ્સા અને મૉઇરો.**—વિષુવવૃત્તની દક્ષિણે છે. **ડેમ્બીઆ** સરોવર.—ઍબિસિનિયામાં છે. **શર્વા** સરોવર.—નિઆસ્સાની પાસે છે.

## નદીઓ.

**નીલ.**—એ આફ્રિકામાં સૌથી મોટી નદી છે. એ વિક્ટોરિઆ નિઆન્ઝા સરોવરમાંથી નીકળી ન્યૂબિઆ અને ઇજીપ્ટમાં થઇ ભૂમધ્ય સમુદ્રને મળે છે. એની શાખા બ્હેરલ ગેઝલ, સૉબટ, બ્લુ, નીલ અને

એટબારા વગેરે છે. **સેનિગૉલ.**—સેનિગૅમ્બિઆની ઉત્તરે અને **ગૅમ્બિઆ** સેનિગૅમ્બિઆની દક્ષિણે છે. બન્ને આટ્લાંટિક મહાસાગરમાં પડે છે. **નાઇજર અથવા જૉલિબા.**—સૂડાનમાંથી વહી ગિનિનના ઉપસાગરમાં પડે છે. **કૉંગો**—કૉંગો સંસ્થાનમાંથી વહીને આટલાંટિક મહાસાગરમાં પડે છે. **ઑરેન્જ અથવા ગૅરીપ.**—કેઇપ કૉલોનિની ઉત્તરમાં વહી આટ્લાંટિકમાં પડે છે. **ઝામ્બીઝિ.**—બ્રિટિશ મધ્ય આફ્રિકા અને બ્રિટિશ દક્ષિણ આફ્રિકાની વચ્ચેથી વહીને મોઝાંબીક ખાડીમાં પડે છે.

---

## आफ्रिका खंडनी परचुरण जाणवाजोग हकीकत.

**હવા.**—આફ્રિકાનો મ્હોટો ભાગ ઉષ્ણ કટીબંધોની વચ્ચે છે તેથી તેમાં ગરમી ઘણી પડે છે અને ઉત્તરના માંહેલા ભાગોમાં વરસાદ ભાગ્યેજ પડે છે. વિષુવવૃત્તની પાસેના ભાગોમાં વરસાદ પુષ્કળ પડે છે. કેઇપ કૉલોની અને તેની આસપાસના ભાગોમાં હવા સમશીતોષ્ણ છે અને તનદુરસ્તીવાળી છે.

**ઉત્પત્તિ.**—પ્રાણીઓમાં ઉંટ, સિંહ, જીરાફ, ભેંસ, હરણ વિગેરે છે; મગરમચ્છ અને મોટા ઝેરી સાપો; ઑસ્ટ્રિચ જાતનાં અને બીજાં પક્ષીઓ છે. ખજુર, તાડ, ગુંદર, ઇમારતી લાકડું, કપુર વિગેરે; ચોખા, જવ, શેરડી, દ્રાક્ષ, મકાઇ, મુંદ, વિગેરે; ખનીજ પદાર્થોમાં દક્ષિણમાં સોનું તથા હીરા; કેઇપ કૉલોની અને મોરૉક્કોમાં ત્રાંબુ; લોખંડ ઘણું કરીને બધા ભાગોમાં મળી આવે છે; સહારામાં મીઠું પુષ્કળ છે.

**વસ્તી.**—વીસ કરોડને સુમારે છે. ઉત્તરમાં મૂર, બર્બર, આરબ વગેરે વસે છે; મધ્યમાં હબસી લોકો રહે છે; દક્ષિણમાં, કાફ્ર અને હૉટેન્ટોટ લોકો વસે છે; બ્રિટન અને હૉલંડથી આવી વસેલા લોકો દક્ષિણમાં રહે છે; ફ્રાન્સથી આવેલા લોકો ઑલ્જીરીઆમાં વસ્યા છે.

**ધર્મ.**—ઉત્તર અને પૂર્વમાં, મુસલમાની ધર્મ પળાય છે; મીસર અને ઍબીસિનિયામાં ખ્રીસ્તી ધર્મને મળતો ઉતરતો ધર્મ પાળે છે; બીજા ભાગોમાં મૂર્ત્તિપૂજકો રહે છે.

# अमेरिका अथवा नवी दुनिआ.

## શોધ.

**ઈતિહાસ.**—ચારસોં વરસ ઉપર એક થાકી ગયલો મુસાફર પોતાની આંગળીએ એક ન્હાના છોકરાને રાખીને પેલૅાસ* પાસે એક મઠના બારણા આગળ રોટલી માગવા ઉભો. તે મઠનો મહન્ત તે મુસાફરનો ઉમદા ચ્હેરો જોઇ આશ્ચર્ય પામ્યો અને તેની સાથે વાત કરવા લાગ્યો. તે એક ખલાસી છે એમ માલમ પડયું અને તેના મગજમાં કંઇ કંઇ ધુની વિચારો ભર્યા હતા.

આ મુસાફર **ક્રિસ્ટોફર કોલમ્બસ** હતો. તે ચૌદ વરસનો હતો ત્યારથી દરિએ જતો હતો. તે સમયમાં જેટલાં મળી શકયાં એટલાં ભૂગોળને લગતાં અને વહાણવટીના ઉપયોગનાં પુસ્તકોનો તેણે અભ્યાસ કીધો. કોલમ્બસે સાંભળ્યું હતું કે પશ્ચિમ તરફથી ઝાડનાં થડો, બરૂએ, અને કોતરેલા લાકડાના ટુકડાએ તણાઇ આવે છે, તેમજ યૂરપના લોકો કરતાં કેવળ જુદી જાતના ડુબેલા માણસોનાં મુડદાં એઝાર્ઝ દ્વીપો ઉપર તણાઇ આવે છે. ઘણા બારીક અભ્યાસ પછી એ એવા અનુમાન ઉપર આવ્યો કે સીધાં પશ્ચિમ તરફ વહાણ હંકારવામાં આવે તો હિંદુસ્તાન જવાનો વધારે ટુંકો માર્ગ જડે.

ઘણા ઘણા રાજાઓ પાસે તે ગયો અને પોતાના વિચારો તેઓ આગળ રજુ કીધા પણ તેઓએ એને હસી કહાડયો એટલુંજ નહીં પણ તિરસ્કારી કહાડયો. કોઇ પણ પૈસાદાર કે સત્તાવાળો માણસ એનું કહેવું સાંભળે નહીં તેથી મનમાં ઘણોજ ઇઝરાયો. પાસે ફુટી બદામ મળે નહીં. આખર ભીખ માગતો આ મહન્ત પાસે આવી ચઢયો. આ ભલા મહન્તે તેની બધી વાત સાંભળી અને તેને મદદ આપવાનું વચન આપ્યું.

સ્પેઇનના દરબારમાં તે મહન્તના ઘણા દોસ્ત હતા. તેઓ મારફત રાજા ફર્ડિનાન્ડ અને રાણી ઇલિઝાબેથની કોલમ્બસને મુલાકાત કરાવી. તેઓએ એને વહાણો આપ્યાં અને પાદશાહી ત્રિજોરી ખાલી હતી તેથી રાણીએ પોતાનું જવાહીર ગીરો મૂકી જોઇતા પૈસા આપ્યા.

**સને ૧૪૯૨** ના ઑગસ્ટની ત્રીજી તારીખે **કોલમ્બસે** પેલૅાસથી ત્રણ વહાણ હંકાર્યાં. ઘણાં અઠવાડિયાં હંકાર્યાં, પણ પાણી સિવાય બીજાું કંઇ નજરે પડે નહીં. એના સાથીઓ અધીરા થયા. હુલ્લડ મચાવવા લાગ્યા, પણ કોલમ્બસને મક્કમ જોઇ તેઓએ કહ્યુ કે જો તું વહાણ પાછાં નહીં ફેરવે તો હમે તને દરિયામાં ફેંકી દઇશું. આખરે કોલમ્બસે ત્રણ દિવસની મુદ્દત માગી કે જો એટલામાં જમીન

---

* સ્પેઇનની નૈઋત્ય દિશાએ.

નહીં દેખાય તો આપણે વહાણ પાછાં ફેરવીશું. પરમેશ્વરની કૃપાથી ત્રીજેજ દિવસે જમીન માલમ પડી. કોલમ્બસને જાતે કંઇ ખબર નહોતી કે એણે કોઇ ખંડ અથવા નવી દુનિઆ શોધી કહાડી છે. જે જમીન તેની નજરે પડી તે બહામા દ્વીપોના સમૂહમાંનો એક દ્વીપ હતો. કોલમ્બસે માન્યું કે તે એ હિંદુસ્તાન પાસેનો બેટ હશે અને તે ઉપરથી ઉત્તર અને દક્ષિણ અમેરિકા વચ્ચે જે ટાપુઓ આવેલા છે તેનું નામ તેણે "વેસ્ટ ઈન્ડીઝ" પાડયું અને અમેરિકાના દેશીઓનું નામ "ઈન્ડિઅન્ઝ" પાડયું. જે ટાપુ ઉપર તેઓ ઉતર્યા તેનું નામ "સૅન સૅલ્વેડોર" પાડયું. ત્યારપછીની મુસાફરીઓમાં કોલમ્બસે જમેઇકા, ટ્રિનિડાડ અને ઑરિનૉકો નદીનું મુખ એટલાં શોધી કહાડયાં.

જે માણસના નામ ઉપરથી "અમેરિકા" નામ પડયું તે "અમેરિગો" નામનો એક ફ્લૉરેન્સનો ખગોળવેત્તા હતો, જેણે કોલમ્બસ પછી થોડે વરસે દક્ષિણ અમેરિકા શોધી કહાડયો અને નવી દુનિઆનો ઇતિહાસ લખ્યો. ઈંગ્લંડના સાતમા હેન્રીના વખતમાં જૉન કૅબટે ન્યૂ ફાઉન્ડલૅંડ અને લૅબ્રેડોર શોધી કહાડયા. ત્યારબાદ ઘણાઓએ જુદા જુદા ભાગો શોધી કહાડ્યા. સને ૧૫૮૫ માં સર વૉલ્ટર રૅલેએ ઉત્તર અમેરિકામાં અંગ્રેજો વસાવવાની કોશિષ કીધી. તેમાં કંઇ ફતેહ મળી નહીં; પણ સને ૧૬૨૦ માં "પિલ્ગ્રિમ ફાધર્ઝ*" ત્યાં ગયા અને અમેરિકાના "યુનાઇટેડ સ્ટેઈટ્સ" નો પાયો નાખ્યો.

# उत्तर अमेरिका.

**સીમા.**—ઉત્તરે, ઉત્તર મહાસાગર; પશ્ચિમે, પાસિફિક મહાસાગર; પૂર્વે પનામાની સામુદ્રધુની, કૅરિબ્બીઅન સમુદ્ર, અને આટ્લાન્ટિક મહાસાગર. એની લંબાઇ ૫૬૦૦ માઇલ છે અને પ્હોળાઇ ૩૧૨૦ માઇલ છે.

## રાજકીય વિભાગો.

**(૧) ગ્રીન લૅંડ.**—એ ટાપુ છેક ઉત્તરે ડેન્માર્કને તાબે છે.

**(૨) કૅનેડાનું રાજ્ય.**—એ ઈંગ્લંડનું સર્વથી મોટું સંસ્થાન છે. ઈંગ્લંડના રાજાની વતી રાજસત્તા ગવર્નર-જેનરલના હાથમાં છે. એમાં

---

*ઇંગ્લંડના પહેલા જેમ્સના રાજ્યમાં "પ્યુરિટન્ઝ" કરીને એક ધર્મની ટોળી હતી તેને ધર્મની સ્વતંત્રતા નહોતી. રાજાએ કહ્યું કે બધી રૈયતે સ્થાપિત ધર્મ પાળવો પડશે અને જેઓ તેમ નહીં કરે તેઓને દેશનિકાલ કરવામાં આવશે. આ ઉપરથી કેટલાક માણસો કંટાળી ઈંગ્લંડ છોડી ચાલ્યા ગયા અને અમેરિકામાં **યુનાઈટેડ સ્ટેઈટ્સ** વસાવ્યાં.

નવ પ્રાંતો સમાયલા છેઃ--ઑન્ટેરિઓ, ક્વેબેક, ન્યૂ બ્રન્ઝઉવિક, નોવા સ્કોશ્યા, પ્રિન્સ એડઉવર્ડ ટાપુ, માનીટોબા, બ્રિટિશ કોલમ્બિઆ, આલ્બર્ટા, અને સાસ્કાચેઉવેન (છેલ્લા બે ૧૯૦૫ માં બનાવેલા). મુ. શે. **ઓટાવા**; ટૉરૉન્ટો, ક્વેબેક, અને મોન્ટ્રીલ મોટાં વ્યાપારી શેહેરો છે. ઉત્તર તરફના ભાગ ઉજ્જડ અને ઠંડા છે, પણ દક્ષિણ તરફના ફળદ્રુપ છે. સાગ, પનીર, ઘઉં, માખણ અને માછલી એમાંથી દેશાવર ખાતે મોકલવામાં આવે છે.

(૩) **ન્યૂ ફાઉન્ડલૅંડ.**—મુ. શે. **સેન્ટ જૉન.** લાબ્રાડોરનો કિનારો એને તાબે છે. લોકો મચ્છીમારનું કામ કરે છે.

(૪) **યુનાઇટેડ સ્ટેઇટસ.**—એ અમેરિકામાં સર્વથી અગત્યનો દેશ છે. અને દુનિઆની મોટી સત્તાઓ (great powers) માંની એક ગણાય છે. એમાં ૪૫ સ્વતંત્ર રાજ્યો છે, ૪ ટેરિટરીઓ છે, અને એક **એલાસ્કા**, મુ. શે. **સીટકા**, **ફીડરલ** પ્રજાસત્તાક રાજ્ય છે. ચાર વર્ષને માટે પસંદ કીધેલો અધિકારી "પ્રેસિડંટ" કાયદા બાંધનારી સભાથી પસંદ કરાયલાઓની "સેનેટ," અને પ્રતિનિધિઓની બનેલી પાર્લમેન્ટ રાજ્ય ચલાવે છે. એ ઘણોજ ફળદ્રુપ છે; આખી દુનિઆમાં જે રૂ પાકે છે તેનો લગભગ $\frac{2}{3}$ અને ઘઉંનો લગભગ $\frac{1}{4}$ આ દેશમાં પાકે છે. સોનું, રૂપું, વિગેરે ધાતુ પણ પુષ્કળ નિકળે છે. કોલસો તથા તેલનો પણ જંગી વેપાર છે. સને ૧૮૯૮ માં સ્પેઇન સાથે લડાઇ થઇ તેને પરિણામે **ક્યૂબા**, **પોર્ટોરીકો**, ફિલિપ્પાઇન, લાડ્રોન, ગુઆમ, અને હવાઇ બેટો યુનાઇટેડ સ્ટેઇટસના તાબામાં આવ્યા. મુ. શે. **ઉવૉશિંગ્ટન**; **ન્યૂ યૉર્ક** (દુનિઆમાં એક ઘણુંજ મોટું વ્યાપારી શેહેર), બોસ્ટન, ફિલાડેલ્ફિઆ, બાલ્ટિમોર, ન્યૂ ઑર્લીન્ઝ, અને સાન ફ્રાન્સિસ્કો એ છ ઘણાં અગત્યનાં બંદરો છે. છેલા બેમાં તથા સિન્સિનેટીમાં સોના રૂપાની માતબર ખાણો છે. અંદરના ભાગમાં મુખ્ય શેહેરો ચીકાગો, બફેલો, અને સેન્ટ લુઇ છે.

(૫) **મેક્સિકો.**—એ ઉત્તર અમેરિકાની દક્ષિણે છે. એમાં સોનું રૂપું પુષ્કળ છે; દુનિઆમાં જેટલું રૂપું નિકળે છે તેનો $\frac{1}{3}$ એ દેશમાંથી નિકળે છે. મુ. શે. **મેક્સિકો**; ગ્વાડાલાજારા, પ્યૂબ્લા, લીઓન; વેરાક્રૂઝ અને ટામ્પીકો (બન્ને બંદરો).

(૬) **મધ્ય અમેરિકાના પ્રાંતો—ગ્વાટીમાલા**, મુ. શે. **ગ્વાટીમાલા: સાન સાલ્વાડોર**, મુ. શે. સાન સાલ્વાડોર; **હૉન્ડયૂરાસ**, મુ. શે. ટેગુસિગાલ્પા; **નિકારાગુઆ**, મુ. શે. માનાગ્વા; **કૉસ્ટારીકા**, મુ. શે. સાન જોસે; **બ્રિટિશ હૉન્ડયૂરાસ**, મુ. શે. બી લાઇઝ; **પનામા.**

(૭) **વેસ્ટ ઇન્ડીઝ.**—એ એક ઘણો વિસ્તારવાળો ટાપુઓનો સમૂહ ઉત્તર અને દક્ષિણ અમેરિકાની વચ્ચે છે. **હાઇટી** અને **ક્યૂબા**,—એ સ્વતંત્ર છે. એ શિવાયના બધા બેટો યુરપીઓના છે. એના ત્રણ વિભાગ છે,—(૧) **ગ્રેટર આન્ટીલ** (ક્યૂબા, જમેઇકા, હાઇટી અને પોર્ટો રીકો); (૨) **લેસર આન્ટીલ** (લી વર્ડ અને વિન્ડ વર્ડ સમૂહ); (૩) બાહામા.

એ ટાપુઓમાં પોર્ટોરીકો યુનાઇટેડ સ્ટેઇટ્સને તાબે છે. જમેઇકા, બાહામા, ટ્રિનિડાડ, ડોમિનિકા, બાર્બેડોઝ, સૅન્ટ લૂસિઆ, અને બીજા કેટલાક નાના અંગ્રેજનાં છે. ગ્વાડેલૂપ અને માર્ટિનીક ફ્રેન્ચને તાબે છે. વર્જિન ટાપુઓનો સમૂહ (સૅન્ટ ટૉમસ, સૅન્ટ ક્રાઇક્સ, અને સૅન્ટ જૉન ડેન્માર્કને તાબે છે. ક્યૂરાસોઆ ને બીજા નાના ચાર હૉલંડને તાબે છે. એ ટાપુઓમાં મોટામાં મોટું શેહેર ક્યૂબામાં **હેવાના** છે, જેમાં સિગાર (તંબાકુની બીડીઓ) બનાવવાનું દુનિયામાં સૌથી મોટું કારખાનું છે.

## દ્વીપો.

**દ્વીપો.** **આટ્લાન્ટિક** મહાસાગરમાં:—**ગ્રીનલૅંડ**, બ્રિટિશ અમેરિકાના ઇશાન કોણમાં; **ન્યૂફાઉન્ડલૅંડ**, મુ. શે. (**સેઇન્ટ જૉન**), **એન્ટી કૉસ્ટિ, પ્રિન્સ એડવર્ડ**, અને કેપ **બ્રટન**-એ બધા લાબ્રાડોરની દક્ષિણે અંગ્રેજને તાબે છે. **બર્મ્યૂડાઝ**, યુનાઇટેડ સ્ટેઇટસની પૂર્વે અંગ્રેજને તાબે છે; **પશ્ચિમ હિંદી દ્વીપો**, ઉત્તર અને દક્ષિણ અમેરિકાની વચ્ચે. **પાસિફિક** મહાસાગરમાં:—**વેંકૂવર, કવીન ચાર્લોટ, પ્રિન્સ ઑાવ વેલ્સ**, અને **સીટ્કા**,—એ કેનેડાની પશ્ચિમે છે. પહેલા બે અંગ્રેજને તાબે છે; **એલ્યૂશન** બેટો, એલાસ્કાની પશ્ચિમે છે. **ઉત્તર** મહાસાગરમાં:—

પૅરી, બૅંકસલૅંડ, પ્રિન્સ આલ્બર્ટ લૅંડ, નૉર્થ ડેવન, કૉકબર્ન, મેલ્વિલ, અને સધૅમ્ટન.

**દ્વીપકલ્પો.**—**લાબ્રાડોર** અને **નોવાસ્કોશ્યા**, કેનેડાની પૂર્વે; **ફ્લૉરિડા**, યુનાઇટેડ સ્ટેઇટ્સની દક્ષિણે; **યૂકેટાન**, ગ્વાટીમાલાની ઉત્તરે; **લોઅર કેલિફૉર્નિઆ**, મેક્સિકોની પશ્ચિમે; **એલાસ્કા** કેનેડાની વાયવ્યે.

**સંયોગીભૂમિ.**—**પનામા**, ઉત્તર અને દક્ષિણ અમેરિકાને જોડે છે.

**ભૂશિરો.**—**ફેરવેલ**, ગ્રીનલૅંડની દક્ષિણે; **ચડ્લે**, લાબ્રાડોરની ઉત્તરે; **ચાર્લ્સ**, લાબ્રાડોરની ઇશાને; **રેઇસ**, ન્યૂફાઉન્ડલૅંડની દક્ષિણે; **સેઇબલ**, નોવાસ્કોશ્યાની નૈઋત્યે; **કૉડ** અને **હટરાસ**, યુનાઇટેડ સ્ટેઇટ્સની પૂર્વે; **સેઇબલ**, ફ્લોરિડાની દક્ષિણે; **કેટોચ**, યૂકેટાનની ઉત્તરે; **ગ્રાસિઆસ આ ડિઓસ**, મધ્ય અમેરિકાની પૂર્વે; **લૂકાસ**, કાલિફૉર્નિઆની દક્ષિણે; **પ્રિન્સ ઑવ વેલ્સ**, બ્હેરિંગની સામુદ્રધુની આગળ.

**ઉપસાગરો.**—**બેફિન** ઉપસાગર અથવા સમુદ્ર, ગ્રીનલૅંડની પશ્ચિમે; **હડસન**, લાબ્રાડોરની પશ્ચિમે; **ફંડી**, નોવાસ્કોશ્યા અને ન્યૂ બ્રન્ઝવિકની વચ્ચે; **ચેસેપીક**, યુનાઇટેડ સ્ટેઇટ્સની પૂર્વે; **હૉન્ડ્યૂરાસ**, ગ્વાટિમાલા અને હોન્ડ્યૂરાસની વચ્ચે; **ડેરિઅન** અથવા **પનામા**, ઉત્તર અને દક્ષિણ અમેરિકાની વચ્ચે.

**અખાતો.**—**સેન્ટલારેન્સ**, કેનેડા અને ન્યૂ ફાઉન્ડ લૅંડની વચ્ચે; **મેક્સિકો**, યુનાઇટેડસ્ટેઇટ્સનીદક્ષિણે; **કૅલિફૉર્નિઆ**, મેક્સિકોનીપશ્ચિમે.

**સામુદ્રધુનીઓ.**—**ડેવીસ**, ગ્રીનલૅંડ અને કેનેડાની વચ્ચે; **હડસન**, કેનેડામાં, બેફિનલૅંડની દક્ષિણે; **બેલઇલ**, લાબ્રાડોર અને ન્યૂ ફાઉન્ડલૅંડની વચ્ચે; **સૅન જૂઆન ડી ફ્યૂકા**, પશ્ચિમે, વાંકૂવર બેટ અને યુનાઇટેડ સ્ટેઇટસની વચ્ચે; **બ્હેરિંગ** ઉત્તર અમેરિકા અને એશ્યાની વચ્ચે.

**સરોવરો.**—**ગ્રેટબેર**, **ગ્રેટસ્લેઇવ**, **આથાબાસ્કા**, **વિનીપેગ**, કેનેડામાં; **સુપીરિઅર**, **હ્યૂરન**, **એરી**, **ઑન્ટેરિઓ** અને **મિચિગન**, કેનેડા અને યુનાઇટેડ સ્ટેઇટ્સની વચ્ચે; **ગ્રેટ સૉલ્ટ** યુનાઇટેડ સ્ટેઇટસમાં

પશ્ચિમ તરફ; **ચપાલા**, મેક્સિકોમાં; **નિકારાગુઆ**, મધ્ય અમેરિકામાં; **નાએગ્રાનો ધોધ**, મેરી અને ઑન્ટેરિઓ સરોવર વચ્ચે. **સુપીરિઅર** દુનિઆમાં સૌથી મોટું મીઠા પાણીનું સરોવર છે.

**પર્વતો.**—**રૉકી**, પશ્ચિમ તરફ ઉત્તર મહાસાગરથી પનામાની સંયોગી ભૂમિ સુધી; **એપેલેચ્યન** અથવા **એલિઘની**, યુનાઇટેડ સ્ટેઇટ્સમાં.

**જ્વાળામુખી પર્વતો.**—**સેન્ટ એલિઆસ અને ફેર ઊવેધર**, એલાસ્કાના કિનારા ઉપર; **ઑરિઝાબા**, મેક્સિકોમાં.

**નદીઓ.**—**મેકેન્ઝી**, અને ગ્રેટ ફિશ અથવા બૅક નદી, કેનેડાના ઉત્તર ભાગમાં વહી ઉત્તર મહાસાગરમાં પડે છે. **ચર્ચિલ**, **નેલ્સન**, અને તેની શાખા **સસ્કૅચિવાન**, હડ્સનના અખાતમાં પડે છે. **સેન્ટ લૉરેન્સ**, લૉરેન્સના અખાતમાં પડે છે. **મિસિસિપ્પી—મિસૂરી** (દુનિયામાં એક સૌથી મોટી નદી), યુનાઇટેડ સ્ટેઇટ્સમાંથી વહી મેક્સિકોના અખાતમાં પડે છે; **રીઓ ગ્રાન્ડિડેલનૉર્ટ**, યુનાઇટેડ સ્ટેઇટ્સ અને મેક્સિકોની વચ્ચે—મેક્સિકોના અખાતમાં પડે છે. **કૉલોરેડો**, યુનાઇટેડ સ્ટેઇટ્સમાંથી વહી કેલિફૉર્નિઆના અખાતમાં પડે છે; **કોલમ્બિઆ**, યુનાઇટેડ સ્ટેઇટ્સના ઉત્તર ભાગમાંથી વહી પાસિફિક મહાસાગરમાં પડે છે; **યૂકૉન**, એલાસ્કામાંથી વહી બ્હેરિંગ સમુદ્રમાં પડે છે.

## ઉત્તર અમેરિકાની પરચુરણ જાણવાજોગ હકીકત.

**હવા.**—સમશીતોષ્ણ છે, પણ દરિઆથી દૂરના ભાગોમાં ઘણીજ ગરમી અને ઠંડી પડે છે. મેક્સિકોના અખાત આગળ હવા ઘણીખરી ગરમ છે.

**ઉત્પત્તિ.**—રૂ, શેરડી, તંબાકુ, મકાઇ, ઘઉં. યુનાઇટેડ સ્ટેઇટ્સમાં જેટલા ઘઉં પાકે છે તેટલા આખી દુનિઆમાં કોઇ જગાએ પાકતા નથી. આખી દુનિઆમાં જેટલો રૂનો પાક થાય છે તેનો બે તૃતીયાંશ યુનાઇટેડ સ્ટેઇટ્સમાં ઉત્પન્ન થાય છે. ખનિજ પદાર્થોમાં પારો, ગંધક, કોલસો, લ્હોખંડ, ત્રાંબું, સીસું અને સોનું, અને જુની દુનિઆમાંના તમામ પ્રાણીઓ અહીં થાય છે. રેશમના કીડા પણ ઉછેરવામાં આવે છે.

**વસ્તી અને ધર્મ.**—ઈંગ્લંડ, આયર્લંડ અને જર્મનીમાંથી જઈ વસેલા ગોરા લોકોથી એ ખંડ વસાયલો છે. એ ઉપરાંત હબસીઓ, ઇન્ડિઅનો અને ચીનાઓ જઈ વસેલા છે. મુખ્ય ધર્મ પ્રૉટેસ્ટંટ અને રોમન કૅથલિક છે, પણ કોઈ પણ ધર્મ પાળવામાં કશી તરેહની હરકત નથી.

**રાજરીતિ.**—કૅનેડામાં ઈંગ્લંડના રાજાની વતી ગવર્નર-જેનરલ અને પ્રિવિ કાઉન્સિલ રાજ્ય ચલાવે છે. તેની મદદે સેનેટ અને હાઉસ-ઑાવ કોમન્સ રહે છે. યુનાઇટેડ સ્ટેઇટ્સમાં, મેક્સિકોમાં, મધ્ય અમેરિકાના પાંચ રાજ્યોમાં, હાઇટિમાં, ક્યૂબા અને કોલમ્બિઆમાં પ્રજા સત્તાક રાજ્ય ચાલે છે.

# दक्षिण अमेरिका.

**સીમા.**—ઉત્તરે, કેરિબ્બીઅન સમુદ્ર અને પનામાની સંયોગી ભૂમિ; પશ્ચિમે, પાસિફિક મહાસાગર; દક્ષિણે, દક્ષિણ મહાસાગર; પૂર્વે, આટ્લાંટિક મહાસાગર. એની વધારેમાં વધારે લંબાઈ ૫૪૦૦ માઈલ છે અને વધારેમાં વધારે પ્હોળાઈ ૩૨૦૦ માઈલ છે.

## રાજકીય વિભાગો.

(૧) **બ્રાઝીલનાં સંયુક્ત રાજ્યો.**—મુ૦ શે૦ **રાયો જેનીરો** દક્ષિણ અમેરિકામાં સર્વથી મોટું અને વ્યાપારી શેહેર છે; બહીઆ અથવા સાન સાલ્વાડોર, રીસાઇફ અથવા પર્નામ્બુકો બંદરો છે; ઉરો પ્રીટો અને મેટોગ્રોસોમાં ખાણો ખોદવાનું કામ ધમધોકાર ચાલે છે. એમાંથી બુંદ, ખાંડ, રૂ, રબર દેશાવર ખાતે મોકલવામાં આવે છે.

(૨) **ગાએના.**—એના ત્રણ ભાગ છે:—**બ્રિટિશ,** મુ૦ શે૦ **જ્યોર્જ ટાઉન**; ડચ, મુ૦ શે૦ **પારામારીબો**; **ફ્રેન્ચ,** મુ૦ શે૦ **કાઇએન.** એમાં સોનું અને ખાંડ પુષ્કળ થાય છે.

(૩) **વેનેઝવીલા.**—એમાં સ્પેઇનનું પ્રજાસત્તાક રાજ્ય છે. મુ૦ શે૦ **કારાકાસ.** એમાંથી બુંદ, કોકો, રબર, સાગ, અને રંગવાનાં લાકડાં દેશાવર ખાતે જાય છે.

(૪) **કોલમ્બિઆ.**—એને અગાઉ ન્યૂ ગ્રેનેડા કહેતા. મુ૦ શે૦ **બોગોટા**; બરાનક્વીલા, કાર્ટાજીના (બંદર). એમાં સોનું, રૂપું, નીલમ, અને બુંદ થાય છે.

(૫) **એક્વાડૉર.**—મુ૦ શે૦ **કીટો**; ગ્વાઇઆકીલ (બંદર); ગાલાપાગોસ ટાપુઓ એને તાબે છે. એમાં કોકો પાકે છે.

(૬) **પેરૂ.**—(બીજું સ્પેઇનનું પ્રજાસત્તાક રાજ્ય) મુ૦ શે૦ **લીમા**; કાલાઓ (બંદર), કૂઝ્કો. એમાંથી રૂપું, ત્રાંબું, સોનું, ખાંડ, ઉન, રૂ, કાફી, ચોખા અને ચામડાં દેશાવર ખાતે મોકલવામાં આવે છે.

(૭) **બોલિવિઆ.**—મુ૦ શે૦ **સુકર**; લાપાઝ. એમાંથી કલાઇ, રૂપું અને ત્રાંબું, નીકળે છે.

(૮) **ચિલિ.**—મુ૦ શે૦ **સાનચ્યાગો,** વાલપરાઇસો (બંદર); જુઆન ફર્નાન્ડીઝ. એમાંથી નાઇટ્રેટ, ત્રાંબું, ઘઉં, અને કોલસો દેશાવર ખાતે જાય છે.

(૯) **આર્જેન્ટાઇન પ્રજાસત્તાક રાજ્ય.**—મુ૦ શે૦ **બોનસ એરીઝ**; રોઝારિઓ, લાપ્લાટા, પારાના, કોર્ડોબા. અસલ **પેટેગોનિઆ** દેશનો થોડો ભાગ એમાં ને થોડો ચિલિમાં ભેળી દીધો છે. એમાંથી ઘઉં, ઉન અને ચામડાની નિકાસ થાય છે.

(૧૦) **પૅરાગ્વાય.**—મુ૦ શે૦ **ઍસન્શન.** એમાં ચ્હા અને તંબાકુ થાય છે.

(૧૧) **ઊરુગ્વાય.**—મુ૦ શે૦ **મૉન્ટીવિડિઓ**—એમાંથી ઉન, ચામડાં અને ચરબી પુષ્કળ દેશાવર ખાતે મોકલવામાં આવે છે.

**ટીપ.**—ત્રણ ગાયેના શિવાય દક્ષિણ અમેરિકાના બધા દેશોમાં સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય ચાલે છે.

**દ્વીપો.—ગાલાપાગોસ,** એક્વાડૉરની પશ્ચિમે; **ચિંચા,** પેરૂની પશ્ચિમે; **જૂઆન ફર્નાન્ડીઝ,** ચિલિની પશ્ચિમે; **ટીરાડેલફ્યુગો,** પેટેગોન્યાની દક્ષિણે; **ફૉકલેંડ,** પેટેગોન્યાની પૂર્વે, અંગ્રેજનો છે.

**ભૂશિરો.**—**પૉઇન્ટ ગૅલિનસ,** કોલમ્બિઆની ઇશાને; **સાન ફ્રાન્સિસ્કો,** એક્વાડૉરની પશ્ચિમે; **પેરીના,** પેરૂની પશ્ચિમે; **હૉર્ન,** ટીરા ડેલ ફ્વેગોની દક્ષિણે; **સેન્ટ રૉક** બ્રાઝિલની પૂર્વે.

**સમુદ્ર.**—**કેરિબ્બીઅન,** દક્ષિણ અમેરિકા અને પશ્ચિમ હિન્દી દ્વીપોની વચ્ચે.

**અખાતો.**—**ડેરિઅન,** કોલમ્બિઆની ઉત્તરે; **મૅરૅકાઇબો.** વેનેઝ્વીલાની વાયવ્યમાં; **ગ્વાઇઆકીલ,** એક્વાડૉરની પશ્ચિમે.

**ઉપસાગર.**- **પનામાનો** ઉપસાગર કોલમ્બિઆની વાયવ્યે.

**સામુદ્રધુની.**—**મૅગેલન,** પૅટેગોન્યા અને ટીરાડેલફ્વેગોની વચ્ચે છે.

**પર્વતો.**—**એન્ડીઝ** અથવા કૉર્ડિલરાસ, એ પર્વતની હાર પનામાની સંયોગી ભૂમિથી કેઇપ હૉર્ન ભૂશિર સુધી ગયલી છે. એનું સૌથી મોટું શિખર, **સોરાટા,** બોલિવીઆમાં છે; બીજાં શિખરો:—**ચિમ્બોરાઝો; કૉટોપાકિસ** અને **આન્ટિઝાના** (બન્ને જ્વાળામુખી), એક્વાડૉરમાં; **એકાંકાગુઆ** (જ્વાળામુખી), ચિલિમાં છે

**સરોવરો.**—**મૅરેકાઇબો,** વેનેઝ્વીલામાં; **ટીટીકાકા,** પેરૂ અને બોલિવીઆની વચ્ચે; **ડૉસ પૅટોસ,** બ્રાઝીલના અગ્નિકોણમાં.

**નદિઓ.**—**મૅગ્ડલીના.**—કોલમ્બિઆમાં, કૅરિબ્બીઅન સમુદ્રને મળે છે; **ઑરિનોકો.**—વેનેઝ્વીલામાં, આટ્લાંટિકમાં પડે છે; **ઍમેઝૉન** અથવા **મૅરૅનાન,** એ દુનિઆમાં સૌથી મોટી છે. એ પેરૂ અને બ્રાઝિલ આગળથી વહીને આટ્લાંટિકમાં પડે છે. એની મોટી શાખા **મડીરા,** રીઓ **નીગ્રો,** યુકેઇલિ, વગેરે. **ટૉકૅન્ટિન્ઝ.**—બ્રાઝિલમાં, આટ્લાંટિકમાં પડે છે; **સૅનફ્રાન્સિસ્કો,** બ્રાઝિલમાં, આટલાંટિકમાં પડે છે. **પરાના** અને **ઉરૂગ્વાય.**—એ બે નદી એકઠી થઇ લાપ્લાટા નામ ધારણ કરી આટ્લાંટિકમાં પડે છે. **કૉલૉરેડો,**—આર્જેન્ટાઇનમાં છે અને આટ્લાંટિકમાં પડે છે.

**દક્ષિણ અમેરિકાની પરચુરણ જાણવાજોગ હકીકત.**

**હવા.**—ઉત્તર અમેરિકાની હવા કરતાં દક્ષિણ અમેરિકાની વધુ ગરમ છે. પણ પૂર્વ ગોળાર્ધના ખંડોના ગરમ દેશો જેટલી ગરમ નથી

**ઉત્પત્તિ.**—પ્રાણીઓ ન્હાનાં કદનાં હોય છે અને તેમાંનો મોટો ભાગ નિરૂપયોગી છે. વનસ્પતિ પુષ્કળ છે. ખનિજ પદાર્થો પણ મ્હોટા જથામાં મળી આવે છે. બ્રાઝિલમાં હીરા મળી આવે છે.

**વસ્તી.**—લગભગ એક તૃતિયાંશ યૂરપી વંશની છે. બાકીનાઓ ઇન્ડિઅનો અને હબશીઓ છે.

**ધર્મ.**—યૂરપી વંશનાઓનો ધર્મ ખ્રીસ્તી છે, બાકીના મૂર્ત્તિપૂજકો છે.

**રાજ્યરીતી.**—ગાયેના સિવાય બાકીનાં બધાં રાજ્યો પ્રજા સત્તાક છે.

# ओश्यान्या.

**ઓશ્યાન્યાને** પૃથ્વી ઉપરનો છઠ્ઠો ખંડ કહે છે.* એમાં પાસિફ્કિ મહાસાગરમાં આવેલા ટાપુઓ સમાયલા છે. એના મુખ્ય ચાર સમૂહો પાડેલા છે:—

(૧). **ઑસ્ટ્રલેશ્યા અથવા મેલેનેશ્યા.**—એ સમૂહમાં ઑસ્ટ્રેલિઆ, ટાસ્મેનિઆ, ન્યૂ ઝીલેંડ, ન્યૂ હેબ્રિડીઝ, ન્યૂ કેલિડોનિઆ, ન્યૂ ગિનિ અથવા પાપૂઆ સમાયલા છે.

(૨). **મલેશ્યા અથવા પૂર્વ હિંદી બેટો.**—એ ચીન અને ઑસ્ટ્રેલિઆની વચ્ચે છે. એમાં સંડા દ્વીપો (સુમાત્રા, જાવા, વિગેરે), **બોર્નિઓ, સેલિબીઝ** અને **ફિલિપ્પાઇન** (લૂઝોન અને મિન્ડાનાઓ), અને **મોલક્કા** દ્વીપો સમાયલા છે.

(૩). **માઇક્રોનિસિઆ.**—એમાં મલેશ્યાના ઇશાન કોણમાં આવેલા નાના નાના દ્વીપો સમાયલા છે:—**મરિએન, કૅરોલિન, માર્શાલ, ગિલ્બર્ટ,** હવાઇ અથવા **સાન્ડિચ્ચ,** વિગેરે.

(૪). **પૉલિનિસિઆ** અથવા **દક્ષિણ સમુદ્રના** બેટો. એ ઑસ્ટ્રલેશ્યા અને દક્ષિણ અમેરિકાની વચ્ચે છે. એમાં સમાયલા મુખ્ય બેટો:—**ફીજી, ફ્રેન્ડલિ, સામોઆ, હર્વે, સોસાયટી, ટવામોટુ, માર્કેસાસ,** વગેરે.

---

* કેટલાકો એના પાંચ ભાગ પાડે છે:—મલેશ્યા, ઑસ્ટ્રલેશ્યા, મેલેનિસિયા, માઇક્રોનિસિયા, અને પૉલિનિસિયા.

# (૧). ઑસ્ટ્રેલિઆ.

એ આખો બેટ અંગ્રેજની સત્તા નીચે છે. એને "**ઑસ્ટ્રેલિઆનું પ્રજાસત્તાક રાજ્ય**" નામ આપેલું છે. એમાં છ સંસ્થાનો છે:—અગ્નિકોણમાં,—**વિક્ટોરિઆ** અને **ન્યૂ સાઉથ વેલ્સ** (પૈસા, વસ્તિ, અને વ્યાપારમાં સૌથી અગત્યના); ઇશાન કોણમાં,—**ક્વીન્સ લૅંડ**; મધ્ય અને દક્ષિણમાં, **દક્ષિણ ઑસ્ટ્રેલિઆ**; પશ્ચિમે,—**પશ્ચિમ ઑસ્ટ્રેલિઆ**; વિક્ટોરિઆની દક્ષિણે,—**ટાસ્મેનિઆ** અથવા **વાન-ડીમન્સ લૅંડ.**

**ટાપુઓ.**—ઇલાંડ, મેલ્વિલ, ટાસ્મેનિઆ, કાંગરૂ, કિંગ અને ફ્રૅનો.

**દ્વીપકલ્પો.**—કોબર્ગ અને યૉર્ક.

**ભૂશિરો.**—યૉર્ક, લંડન્ડરી, લેવેક, લીઉવિન, ઉવિલ્સન, હાઉ, અને મેલ્વિલ.

**પર્વતો.**—બ્લૂ, ઑસ્ટ્રેલિઅન આલ્પ્સ.

**અખાત અને ઉપસાગરો.**—કાર્પેન્ટેરિઆ, એક્સમથ, શાર્ક, ગ્રેટ ઑસ્ટ્રેલિઅન બાઇટ, સ્પેન્સર, એન્કાઉન્ટર, બૉટની, મોરીટન, હર્વે, અને હૅલિફૅક્સ.

**નદીઓ.**—**મરે**, સ્વાન, મર્ચિસન, બ્રિસ્બેઇન, અને મરમબિજજી

**સરોવરો.**-ટૉરેન્સ, ગેર્ડનર, અને એરી-બધાં દક્ષિણ ઑસ્ટ્રેલિઆમાં.

**મુખ્ય શેહેરો.**—**વિક્ટોરિઆમાં,**—**મેલ્બોર્ન**—એ ઑસ્ટ્રેલિઆમાં સૌથી મોટું શેહેર છે. એમાંથી સોનું ઘણું મળી આવે છે; બાલારાટ, એમાં પણ માતબર સોનાની ખાણો છે; જીલૉંગ (ઉનનો વ્યાપાર); કાસલમેઇન (સોનાની ખાણો). **ન્યૂ સાઉથ વેલ્સમાં,**—**સિડ્‌ની**—એ બંદર અને વ્યાપારનું મોટું સ્થળ છે; **બાથર્સ્ટ** (સોનાની ખાણો); ન્યૂકૅસલ (કોલસાની ખાણો). **ક્વીન્સલૅંડમાં,**—બ્રિસ્બેઇન (બંદર); ઇપ્સિચ. **દક્ષિણ ઑસ્ટ્રેલિઆમાં,**—**એડીલેઇડ. પશ્ચિમ ઑસ્ટ્રેલિઆમાં,**—**પર્થ**; ફ્રીમેન્ટલ (બંદર); આલ્બની,

અહિં આગબોટ બંદર કરે છે. **ટાસ્મેનિઆમાં,—હૉબાર્ટ ટાઉન;** લૉન્સટન (બંદર).

**ન્યૂ ઝીલેંડ દ્વીપો.**—એના પેટામાં ત્રણ બેટો છે; **ઉત્તર બેટ,**—મુ. શે. **ઉવેલિંગ્ટન; દક્ષિણ બેટ,**—મુ. શે. ડ્યૂનેડિન, અને ક્રાઇસ્ટ ચર્ચ (બંદર); **સ્ટૂઅર્ટ** બેટ

**પરચુરણ જાણવાજોગ હકીકત.**—ઑસ્ટ્રેલિઆની દરેક **સંસ્થાનમાં** પોતપોતાનો **ગવર્નર** અને **પાર્લ્યમેન્ટ** છે. પણ પ્રજાકીય બાબતોને માટે એકત્ર રહેવાનો તેઓએ કરારથી સંપ કરી તેને પાદશાહી મંજુરિઅત સને ૧૯૦૦ માં મેળવી. હવા પાણી યૂરપીઅનોને માફક છે. જમીન ફળદ્રુપ છે. **વિક્ટોરિઆ, ન્યૂ સાઉથ ઉવેલ્સ,** અને મુખ્યત્વે કરીને **પશ્ચિમ ઑસ્ટ્રેલિઆમાં** સોનાની માતબર ખાણો છે. **દક્ષિણ ઑસ્ટ્રેલિઆમાંથી** પુષ્કળ ઘઉં, ઉન, અને ત્રાંબું દેશાવરો ખાતે મોકલવામાં આવે છે.

જેઓએ એ મુહાન ટાપુ શોધી કાઢયો તેઓને એ દેશની ઘણી વસ્તુઓ કુદરતના સાધારણ નિયમથી ઉલટી જોવામાં આવી. લગભગ બધાં પ્રાણીઓ પોતપોતાનાં બચ્ચાંને કોથળીમાં રાખી ફરતાં હતાં. તેમાંના સૌથી મોટાં પ્રાણીને "કાંગરૂ" કહે છે. હંસ કાળા અને ગરૂડ ધોળા; ચેંણ ઈંડાં મુકતી હતી; મધમાખીને ડંખ નહિ; ઘૂઅડ દિવસના ફરતું હતું; કોયલનો અવાજ રાત્રે સંભળાતો હતો; ખીણોમાં ઠંડી હવા, ને પહાડના શિખરો ઉપર ગરમ હવા; ઉત્તર તરફનો પવન ગરમ અને દક્ષિણ તરફનો ઠંડો; ચેરિઝ ફળોના ઠળિઆ અંદરને બદલે ઉપર; કેટલીક નદી ખારી અને દેશના ભાગમાં વહેતી.

## (૨). મલેશ્યા અથવા પૂર્વ હિંદી બેટો.

એ સમૂહમાં આવેલા મુખ્ય બેટો; **સુમાત્રા,** મુ. શે. બેન્કૂલેન અને એચીન; **જાવા,** મુ. શે. બટેવિઆ; **બોર્નીઓ,** મુ. શે. બ્રુનિઆઇ અને સારાવાક; **લાબૂઅન,** મુ. શે. વિક્ટોરિઆ; **સેલીબીસ,** મુ. શે. મેકેસ્સર; **મોલક્કાસ** અથવા **મસાલાના** બેટો, મુ. શે. એમ્બોયના; **ફિલિપ્પાઇન,** મુ. શે. માનિલા; **સુલુ,** મુ. શે. બાન્મોઆ અથવા સુલુ.

**પરચુરણ જાણવાજોગ હકીકત.—સુમાત્રામાં** આઠ જ્વાળામુખી પર્વતો છે, ને તે બધામાંથી બળતું નિકળે છે. સહુથી ઉંચા શિખરને "ઈંદ્રપુર" કહે છે. એ બેટમાંથી સોનું તથા કોલસો નિકળે છે. એમાં મરીનો પાક ઘણો છે. **જાવામાં** છેંતાળીસ જ્વાળામુખી પર્વત છે, ને તેમાંના ઘણામાંથી બળતું નિકળે છે.

ખાંડ, બુંદ, ગળી, ચાહ અને તંબાકુ એમાંથી દેશાવર ખાતે જાય છે. **મોલક્કામાં** લવંગ, જાયફળ, જાવંત્રી તથા બીજા તેજાના પુષ્કળ થાય છે. **બૉર્નીઓમાં** સાગ, અબનુસ, ગટ્ટાપાર્ચ વિગેરેનાં જંગલો છે. એ ટાપુના બ્રુનિઆઇ શેહેરનું કપુર એશ્યામાં સર્વોત્તમ છે. એમાંથી સોનું અને હીરા પણ નિકળે છે. **સેલીબીસ** ટાપુમાં અગિયાર જ્વાળામુખી પર્વત છે ને તેમાંના કેટલાકમાંથી બળતું નિકળે છે. એમાં ચોખા, ખાંડ, બુંદ, ગળી, મકાઇ, વિગેરે થાય છે. લવગ અને જાયફળનો ઘણોજ પાક છે. **ફિલિપ્પાઈન** બેટોમાં તંબાકુ, ખાંડ, અને સણ થાય છે.

## (૩). માઇક્રોનિસિઆ.

**માઇક્રોનિસિઆ** એટલે નાના ટાપુઓનો સમૂહ,—એમાં ઉપર જણાવ્યા પ્રમાણે **મૅરિએન** અથવા **લાડ્રોન**, **કેરોલિન**, **માર્શાલ**, **ગિલ્બર્ટ**, **હવાઇ** અથવા **સાન્ડિચ** ટાપુઓ સમાયલા છે. **મૅરિએન** ટાપુઓ મેગેલન નામના વહાણવટીએ સને ૧૫૨૧ માં શોધી કાઢયા. પહેલાં એ સ્પેઇનને તાબે હતા, પણ પાછળથી સ્પેઇને જર્મનીને વેચી નાખ્યા.

## (૪) પાલિનિસિઆ.

એમાં ઉપર જણાવ્યા પ્રમાણે **ફીજી** વિગેરે ટાપુઓ સમાયલા છે. ફીજીમાં ખાંડ, નાળિએર, અને જાતજાતના મેવા થાય છે.

---

## ઓશ્યાન્યાનાં જુદાં જુદાં સંસ્થાનો કોને કોને તાબે છે.

**ઇંગ્લંડનાં**—ઑસ્ટ્રેલિઆ, ટાસ્મેનિઆ, ન્યૂ ઝીલૅંડ, ઉત્તર બોર્નીઓ, લાબૂઅન, ન્યૂ ગિનિ અથવા પેપુઆનો અગ્નિકોણનો ભાગ, ફીજી, સોલોમનનો દક્ષિણ ભાગ, ગિલ્બર્ટ, એલિસ, ફીનિક્સ, ટોકેલાઊ અથવા યૂનિઅન, સાન્ટાક્રૂઝ, કુક, ટોંગા અથવા ફ્રેન્ડ્લી.

**હૉલંડ (વલંદા)નાં.**—સુમાત્રા, બાંકા, જાવા, બાલી, સમ્બાવા, સૅંડલવુડ, ફ્લોર્સ, તીમોરનો ભાગ, બોર્નીઆનો મોટો ભાગ, સેલીબીસમાં માકાસર, મોલક્કાસ, ન્યૂ ગિનિ અથવા પેપુઆનો પશ્ચિમ ભાગ.

**જર્મનીનાં.**—પેપુઆ અથવા ન્યૂ ગિનિનો ઇશાન ભાગ, એને કેસર ઉવિલ્યમ્સ લૅંડ પણ કહે છે; બિસ્માર્ક આર્કિપેલેગો (ન્યૂ આયર્લંડ અને ન્યૂ બ્રિટન), સોલોમનનો ઉત્તર ભાગ, લેડ્રોન અથવા મેરિએન, માર્શાલ, સામોઆ અથવા નેવીગેટર—એ સમૂહમાં મુખ્ય ઉપોલુ અને સવાઇ બેટો છે; કારોલિન.

**ફ્રાન્સનાં.**—સોસાયટી દ્વીપો, એમાં તહીતી સૌથી મોટો છે; માર્કેસાસ, ન્યૂ કૅલેડોનિઆ, લૉયલ્ટી, પાઊમોટુ, ન્યૂ હેબ્રીડીઝ (ફ્રાન્સ અને ઇંગ્લંડના સંયુક્ત રક્ષણ નીચે).

**યુનાઈટેડ સ્ટેઈટ્સનાં.**—ફિલિપ્પાઇન (અસલ સ્પેઇનનો), સાન્ડવિચ્ઝ, ટુટુ ઇલા (સામોઆનો ભાગ), હવાઇ.

**સ્પેઈનનો.**—ગુઆમ.

**પોર્ટુગલનો.**—તીમોરનો ભાગ.

**જાપાનનો.**—બોનિન્સ.

# ઍન્ટાર્ક્ટિકા.

ઍન્ટાર્ક્ટિકા (દક્ષિણ) મહાસાગરમાં દક્ષિણ ધ્રુવ તરફ ઘણી જમીન શોધી કાઢવામાં આવી છે. ન્યૂ ઝીલૅંડની દક્ષિણે **સાઊથ વિક્ટોરિઆ** છે. એમાં **એરીબસ** કરીને જ્વાળામુખી પર્વત છે. સને ૧૯૦૨'માં કૅપ્ટન સ્કૉટે એની દક્ષિણે એક ટાપુ શોધી કાઢયો અને તેનું નામ **કિંગ એડવર્ડ ધ સેવન્થ લૅંડ** પાડયું.

# જાણવાજોગ પરચુરણ બાબતો.

## પરિશિષ્ટ ૧ લું.

**ખંડો.**—સૌથી મોટો એશ્યાખંડ અને સૌથી નાનો યૂરપખંડ. ઘણીજ વસ્તીવાળો એશ્યા અને ઓછી વસ્તીવાળો દક્ષિણ અમેરિકા. સૌથી ઘાડી વસ્તીવાળો યૂરપ. વિસ્તારના પ્રમાણમાં કિનારાની સૌથી વધારે લંબાઇવાળો યૂરપ અને સૌથી થોડી લંબાઇવાળો આફ્રિકા. સૌથી સુધરેલો યૂરપ અને સૌથી જંગલી આફ્રિકા.

**મહાસાગરો.**—આપણે ઉપર જણાવી ગયા છીએ તેમ મહાસાગરો જમીનને જોડે છે, તેમ છૂટી પાડે છે. પાણીનો જથો માત્ર એકજ છે, પણ સગવડ ખાતર આપણે તેના પાંચ ભાગ પાડ્યા છે:—**આર્કટિક; ઍન્ટાર્કટિક; આટ્લાન્ટિક; પાસિફિક;** અને **હિંદિ** મહાસાગર.

**આર્કટિક મહાસાગર.**—ઉત્તર ધ્રુવની આસપાસ છે અને તેની દક્ષિણે યૂરપ, એશ્યા, અને ઉત્તર અમેરિકા આવેલા છે. એના કિનારા નીચા, ચપટા અને બરફવાળા છે.

**ઍન્ટાર્ક્‌ટિક મહાસાગર.**—દક્ષિણ ધ્રુવની આસપાસ છે. એને કિનારા વગરનો મહાસાગર કહી શકાય. એવું ધારવામાં આવે છે કે દક્ષિણ ધ્રુવ જમીન ઉપર છે. ઍન્ટાર્ક્‌ટિક મુલકમાં નિરંતરનો શિયાળો છે, અને બરફ કદી પીગળતું નથી. એમાં વનસ્પતિ મુદ્દલ થતી નથી.

**આટલાન્ટિક મહાસાગર.**—પશ્ચિમે બન્ને અમેરિકા વચ્ચે, અને પૂર્વે યૂરપ અને આફ્રિકાની વચ્ચે છે. એ વહાણો તથા આગબોટોથી પુષ્કળ ખેડાયલો છે. વ્યાપાર સાથે સંબંધ રાખનારી તમામ નદીઓ એમાં પડે છે. આ મહાસાગરની બન્ને બાજુએ આવેલા દેશો :—ગ્રીનલૅંડ, નૉર્વેની સામાં ; લાબ્રાડોર, ગ્રેટબ્રિટનની સામાં ; કૅનેડા, ફ્રાન્સની સામાં ; યુનાઇટેડ સ્ટેઇટ્સ, સ્પેઇનની સામાં ; મેક્સિકો, સાહારાની સામાં; ગાએના, મધ્ય આફ્રિકાની સામાં ; બ્રાઝિલ દક્ષિણ આફ્રિકાની સામાં. એના એક ભાગ **ભૂમધ્ય** સમુદ્રને કિનારે આવેલા દેશો :—સ્પેઇન, ફ્રાન્સ, ઇટલી, ટર્કી, ગ્રીસ ; ઇજીપ્ટ અને બાર્બરી સ્ટેઇટ્સ ; એશ્યાઇ તુર્કસ્તાન.

**પાસિફિક મહાસાગર.**—એ દુનિયામાં સૌથી મોટો છે. કદમાં આટ્લાન્ટિકથી બમણો છે. એની બન્ને બાજુએ આવેલા દેશો :—સૈબીરીયાની સામે બ્રિટિશ અમેરિકા ; જાપાનની સામે યુનાઇટેડ સ્ટેઇટ્સ ; ચીનની સામે મેક્સિકો ; બોર્નીઓની સામે એક્વાદોર ; ઑસ્ટ્રેલિઆની સામે પેરૂ ; ન્યુ ઝીલૅંડની સામે પાટાગોનિઆ. એ મહાસાગરમાં ઘણાજ ટાપુઓ છે.

**હિંદિ મહાસાગર.**—એ આફ્રિકા અને ઑસ્ટ્રેલિઆની વચ્ચે છે. ઉત્તરે અર્બસ્તાન, હિન્દુસ્તાન, અને હિન્દી ચીન. એ આટ્લાન્ટિકથી ત્રીજે હિસ્સે છે. એને ભૂમધ્ય રેષાનો મહાસાગર કહીએ તો ચાલે.

**મહાસાગરની ઊંડાઈ.**—એવું ધારવામાં આવે છે કે કેટલેક ઠેકાણે મહાસાગરની વધારેમાં વધારે ઉંડાઇ લગભગ પૃથ્વી ઉપરના સૌથી ઉંચામાં ઉંચા પર્વત જેટલી છે. તે ૨૫,૦૦૦ થી ૩૦,૦૦૦ ફીટ સુધીની છે.

કપતાન રૉસે સેન્ટ હેલીનાની પશ્ચિમે મહાસાગરની ઉંડાઇનું માપ લીધું હતું. ૨૭,૦૦૦ ફીટ ઉંડી સાંકળ છોડવા છતાં તે તળિયે પ્હોંચવા પામી નહોતી. ન્યૂઝીલૅંડની ઉત્તરે માપ લેવામાં આવ્યું હતું, ને તે ૨૯,૪૬૦ ફીટ થયું હતું.

**દેશો.**—સૌથી ઉંચાણમાં આવેલો દેશ ટિબેટ, સૌથી નિચાણમાં આવેલો હૉલંડ. વિસ્તારમાં સૌથી મોટું અંગ્રેજનું રાજ્ય. એથી ઉતરતું રૂશ્યાનું ને તેથી ઉતરતું ચીનાઇ રાજ્ય. વિસ્તારમાં સૌથી મોટું અંગ્રેજનું રાજ્ય, ને તેથી ઉતરતું ચીનાઇ રાજ્ય, અને તેથી ઉતરતું રૂશ્યાનું રાજ્ય.

**મિસર** દેશ દુનિઆની એક નવાઇ છે. એમાં વરસાદ પડતો નથી. એબિસિનિઆના પહાડોમાં તથા અપર નીલમાં વરસાદ પડવાથી નીલ નદીમાં વાર્ષિક રેલ આવે છે. એ રેલ હજારો વરસ થયાં લગભગ એકજ ઉંચાઇએ આવે છે, ને પ્રતિવર્ષ એકજ વખતે આવે છે, જેમાં ભાગ્યેજ થોડા કલાકનો ફેર પડે છે. કેરો આગળ પાણી પચ્ચીસથી સત્તાવીસ ફીટ ઉંચું ચઢે છે. રેલથી ચોતરફ ચગું ઠરી જાય છે જે ઉત્તમ ખાતર તરીકે કામ કરે છે. જમીન વર્ષના ત્રણ પાક આપે છે. આ રેલની ખુશાલીમાં લોકો અસલ એક સણગારેલી કુમારિકા નદીમાં પધરાવતા. હાલ તેને બદલે એક સણગારેલી પુતળી પધરાવવામાં આવે છે. હાલ પાણીનો સંગ્રહ કરી રાખવાનાં ઘણાં વિશાળ સાધનો કરવામાં આવ્યાં છે જે ઇ. સ. ૧૯૦૨ માં પૂરાં થયાં છે, જેથી મિસરનો મધ્ય ભાગ ઘણોજ ફળદ્રુપ થવાની આશા છે.

**દ્વીપો.**—સૌથી મોટો ઑસ્ટ્રેલિઆ. એથી ઉતરતો ગ્રીનલૅંડ, બોર્નીઓ, ન્યૂગિનિ, મેડાગાસ્કર, સુમાત્રા, નિપૉન, ગ્રેટબ્રિટન.

**દુનિઆમાં સૌથી વધારે ઉંચા ઉચ્ચ પ્રદેશો** (Plateaux).— **એશ્યામાં,** નેજેડ, ઇરાન, દક્ષિણ હિંદુસ્તાન, ટિબેટ, અને ગોબી. **યુરપમાં** સ્પેઇન. **આફ્રિકામાં** સાહારા, મધ્ય આફ્રિકા ને દક્ષિણ આફ્રિકા. **અમેરિકામાં** મેક્સિકો અને બોલિવિઆ, **ઑસ્ટ્રેલિઆમાં** મધ્યભાગ.

**પર્વતો.**—સૌથી ઊંચો હિમાલય; સૌથી લાંબો ઍન્ડીસ; સૌથી ઊંચું શિખર એવરેસ્ટ (હિમાલયનું); સૌથી ભયાનક જ્વાળામુખી કોટોપેક્સિ (ઍન્ડીઝનું શિખર).

**નદીઓ.**—દુનિઆમાં સૌથી મોટી એમેઝૉન અથવા મેરેનોન; સૌથી લાંબી મિસૂરી-મિસિસિપ્પિ; એશ્યામાં સૌથી લાંબી યાંગસિ; યૂરોપમાં સૌથી મોટી વૉલ્ગા; આફ્રિકામાં સૌથી મોટી નીલ, ઉત્તર અમેરિકામાં સૌથી લાંબી મિસૂરી-મિસિસિપ્પિ; દક્ષિણ અમેરિકામાં સૌથી મોટી એમેઝૉન અથવા મેરેનોન

**સરોવરો.**—દુનિઆમાં સૌથી મોટું ખારાપાણીનું કાસ્પિઅન; સૌથી મોટું મીઠા પાણીનું સુપીરિઅર; સૌથી નિચાણમાં આવેલું મૃત સરોવર; યૂરપમાં સૌથી મોટું સરોવર લાડોગા.

સરોવરો બે જાતનાં છે:—પર્વતનાં અને મેદાનનાં.—પર્વતનાં સરોવરો ઉંડાં હોય છે ને મેદાન પરનાં છાલકાં હોય છે; પર્વતનાં સરોવરોના કિનારા ઉંચા અને ઉભા હોય છે, અને મેદાનનાં સરોવરોના ઢળતા હોય છે; પર્વતમાંનાં સરોવર સાધારણ રીતે લાંબાં અને સાંકડાં હોય છે અને મેદાન પરનાં ઘણાં ખરાં પહોળાં હોય છે. પહાડ ઉપરનાં સરોવરની આકૃતિ અનિયમિત હોય છે, અને મેદાનોનાં સરોવરોની નિયમિત અને એક સરખી હોય છે.

વેપારના બરની સૌથી અગત્યની નદીઓ યૂરપમાં **હ્રાઇન** તથા **ડૅન્યૂબ** છે; ઉત્તર અમેરિકામાં **સેન્ટ લૉરેન્સ** અને મિસિસિપ્પી છે; એશ્યામાં **ગંગા** અને **યાંગસિકિયાંગ** છે; દક્ષિણ અમેરિકામાં **લાપ્લાટા** છે; આફ્રિકામાં **નીલ** નદીમાં લગભગ છસો માઇલ સુધી વહાણો ચાલી શકે છે.

**દ્વીપકલ્પો.**—અબસ્તાન સૌથી મોટો; મલાયા સૌથી લાંબો; જ્યૂટલૅંડ અને યૂકેટન ઉત્તર તરફ જાય છે.

**શેહેરો.**—**લંડન** (યૂરપમાં) દુનિયામાં સૌથી મોટું શેહેર; તેથી ઉતરતું **પારિસ** (યૂરપમાં). એશ્યામાં સૌથી મોટું **કલકત્તા,** વસ્તિને માટે લંડનથીજ ઉતરતું; **મુંબઇ,** (ઉત્તમ બંદર અને બ્હોળો વ્યાપાર). **આફ્રિકામાં** સૌથી મોટું **કેરો.** **ઉત્તર અમેરિકામાં** સૌથી મોટું **ન્યૂ યૉર્ક** જેને "એમ્પાયર સિટિ" કહે છે. **દક્ષિણ અમેરિકામાં** બ્રાઝિલમાં આવેલું **રાયો જનેરો.** **ઓશ્યાન્યામાં** ઑસ્ટ્રેલિઆના વિક્ટોરિઆ સંસ્થાનમાં આવેલું **મેલ્બોર્ન.**

**મેદાનો,**—ઉત્તર અમેરિકાનાં મોટાં મેદાનોને '**સાવાનાઝ**' અને '**પ્રેરીઝ**' કહે છે; એમેઝૉનની ખીણમાં જંગલનાં મેદાનોને "**સેલ્વાસ**" કહે છે; આરિનોકોનાં ઘાસવાળાં મેદાનો જેના ઉપર પ્રતિવર્ષ રેલ આવે છે તેને "**લાનૉસ**" કહે છે; લાપ્લાટાની વિશાળ ચરણભૂમિને "**પામ્પાસ**" કહે છે; જર્મનીના ઉત્તર ભાગની નીચી ભૂમિને "**હીથ**" અને "**મૂર**" કહે છે; ફ્રાન્સની નૈઋત્ય તરફનાં રેતાળ મેદાનોને "**લાન્ડીઝ**" કહે છે; રૂશ્યાનાં ખુલ્લાં ઝાડ વગર મેદાનોને "**સ્ટેપ્સ**" કહે છે; ઉત્તર મહાસાગર આગળ આવેલાં એશ્યા અને યૂરપનાં ભીનાસવાળાં મેદાનોને "**ટંડ્રા**" કહે છે.

**પ્રાણીઓ** (એશ્યામાં):—**હાથી, ગેંડા,** હિંદમાં તથા હિંદી ચીનમાં પુષ્કળ થાય છે. અર્બસ્તાન અને ઇરાનના **ઘોડા** ઘણાજ ઉત્તમ અને નિમકહલાલ હોય છે. **ઊંટ** નૈઋત્ય ભાગમાં તથા તાતાર દેશમાં થાય છે. **હરણ, વાંદરા** સાધારણ છે. બોર્નીઓ તથા સુમાત્રામાં માણસના આકારના **ઉરાંગ-ઉટાંગ** જાતના વાંદરા થાય છે. **સિંહ** પશ્ચિમ તરફ થાય છે. **વાઘ** જે એશ્યામાં ખાસ છે તે દક્ષિણમાં તથા ટાપુઓમાં થાય છે. **ગાય ગોધા** બધે હોય છે. **રીંછ, વરૂ, લોંકડી, શિયાળ, સાબર, રેન્ડીઅર** સૈબીરિઆમાં વિશેષે કરીને થાય છે. ઉત્તમ રૂવાવાળાં પ્રાણીઓ ઉત્તર ભાગમાં પુષ્કળ થાય છે. સુંદર ચકચકિત પીછાંવાળાં પક્ષીઓ, **સાપ, નાગ, મગરમચ્છ,** દક્ષિણ તરફના દેશોમાં થાય છે. **પીથન** કરીને એક જાતનો સાપ ત્રીસ ફીટ સુધી લાંબો થાય છે, જે પ્રાણીઓને ઝેરથી નહિ, પણ ચૂડ ભેરવી કચરી નાખે છે. **રેશમના કીડા** ગરમ ભાગોમાં થાય છે.

**યૂરપમાં.**—પળાય એવાં પ્રાણીઓ,—**ઘોડા, ઘેટાં, બકરાં, ડૂક્કર, ખચ્ચર, ગધેડાં** દક્ષિણમાં થાય છે. જંગલી પ્રાણીઓ **રીંછ** વિગેરે, જર્મનીનાં જંગલો, આલ્પ્સ, અને પીરીનીઝમાં થાય છે. **શામી** જાતનું પ્રાણી જેનુ ચામડું ઘરેણાં વગેરે સાફ કરવામાં તથા વાજીંત્રામાં વપરાય છે, તે આલ્પ્સ તથા કાર્પેથ્યન પર્વતોમાં થાય છે. ગાનારાં પક્ષી ઘણાં છે. ખોરાકની માછલી ઘણી છે તથા સાપ જેવાં પ્રાણીઓ નથી.

**આફ્રિકામાં:**—એ ખંડનાં ખાસ પ્રાણીઓ જીરાફ, સુસવાટ, અને ઝીબ્રા (રોઝ) છે. **એન્ટીલોપ** (હરણને મળતું એક પ્રાણી), **હાથી** અને **સિંહ** ઘણાજ મોટા, જબરા, અને વિક્રાળ, તથા **ચિત્તા, ગેંડા** મધ્ય તથા દક્ષિણ આફ્રિકામાં થાય છે. **ગોરીલા** જાતના ઘણાજ મોટા વાંદરા લોઅર ગિનિમાં થાય છે. **ઑસ્ટ્રિચ** નામનું એક મોટું દોડતું પક્ષી જેને "પીછાંવાળું ઉંટ" પણ કહે છે તે આફ્રિકાના જંગલોમાં તથા અર્બસ્તાનમાં થાય છે, ટુંકી પૂછડી વાળા **બાબૂન** તથા **માંડ્રીલ**

જાતના વાંદરા આ ખંડમાં ખાસ છે. **શિયાળ** બધે માલમ પડે છે. **મગરમચ્છ** ઘણા મોટા ને જબરા થાય છે, આફ્રિકામાં સાપ થતા નથી.

**અમેરિકામાં:—ઘોડા, ઘેટાંબકરાં, ગાય, ગોધા, ડૂક્કર** યૂરપીઓએ દાખલ કીધાં છે. ખેતીને લીધે જંગલી પ્રાણીઓ કમી થતાં જાય છે. **બિસન** જેને **બફેલો** પણ કહે છે તે જંગલોમાં હજી ઘણા છે. **હરણ, વરૂ, લિંકસ પૂમા** યુનાઇટેડ સ્ટેઇટ્સ અને મેકિસકોમાં છે. જાતજાતના **વાંદરાઓ** મેકિસકો અને મધ્ય અમેરિકામાં થાય છે. **હંસ ગરૂડ, ટર્કી** વિગેરે પક્ષીઓ, ગાનારાં પક્ષીઓ, ખડખડિઆ **સાપ, કૉડ, સાલ્મન, આઇસ્ટર** વિગેરે માછલીઓ પુષ્કળ થાય છે. દક્ષિણ અમેરિકામાં **વાંદરા,** ચોમાસાના સાપો ઘણા થાય છે.

**ઑસ્ટ્રેલિઆમાં.**—એમાં **કાંગારૂ** (જેઓ પોતાનાં બચ્ચાંને કોથળીમાં રાખે છે) ખાસ છે. **રીજંટ રાઈફલ, લાય, ફ્લાઈ-કૅચર** વિગેરે પક્ષીઓ ઘણાં ખુબસુરત થાય છે. **અર્નીથોરિંકસ** જેને બતકના જેવી ચાંચ હોય છે તે ઘણાં થાયુ છે. **ઘેટાં બકરાં, ગાય, ઉંટ,** ઘોડા યૂરપી વસનારાઓએ દાખલ કીધાં છે.

## પરિશિષ્ટ ૨ જું.

## વખત.

### ગ્રિનિજમાં બપોરે બાર વાગ્યા હોય ત્યારે જુદે જુદે ઠેકાણે કેટલા વાગ્યા હોય.

સૂર્ય પૃથ્વી ઉપર હમેશાં પ્રકાશે છે; પણ પૃથ્વી ગોળ છે તેથી એકી વખતે તેના થોડા ભાગ પર અજવાળું પડે છે. પૃથ્વી પૂર્વથી પશ્ચિમ તરફ ફરે છે ને તે ચોવીસ કલાકમાં એકવાર ફરી રહે છે. આ ગતિને લીધે જુદે જુદે સ્થળે સૂર્ય મોડો વહેલો ઉગે છે ને આથમે છે. પંદર ડીગ્રી લોન્જીટ્યૂડે એક કલાકનો ફેર પડે છે.

**ગ્રિનિજ**માં બપોરે બાર વાગ્યા હોય ત્યારે **માલ્ટા**માં **૧૨-૫૮.** પી. એમ;* **કેપ ટાઉન**માં **૧-૧૩.** પી. એમ; **એડન**માં **૩-૪.** પી. એમ; **મૉરિશયસ**માં **૩-૫૦.** પી. એમ; **મુંબઈ**માં **૪-૫૧.** પી. એમ; **કલકત્તા**માં **૫-૫૩.** પી. એમ; **સિંગાપોર**માં **૬-૫૫.** પી. એમ; **પર્થ** (પશ્ચિમ ઑસ્ટ્રેલિઆ)માં **૭-૪૩.** પી. એમ; **એડિલેઈડ**માં **૯-૧૪.** પી. એમ; **સિડની**માં **૧૦-૪.** પી. એમ; **ડ્યૂનેડિન ૧૧-૩૨.**

---

* P. M.=Post Meredian (બપોર પછી).
A. M.=Ante Meredian (બપોર પહેલાં).

પી. એમ; **વિકટોરિઆ** (બ્રિટિશ કોલમ્બિઆ) ૩-૪૭. એ. એમ; **ઉવિની પેગ** ૫-૩૨. એ. એમ; **કવેબેક** ૭-૧૮. એ. એમ; **ડેમેરારા** ૮-૮. એ એમ; **સેન્ટ જોન્સ** (ન્યૂ ફાઉન્ડલેંડ) ૮-૩૨. એ. એમ.

## પરિશિષ્ટ ૩ જું.

## જુની તથા નવી દુનિઆ વચ્ચે મળતાપણું તથા ઉલટાપણું.

**જુની દુનિઆ** (યૂરપ, એશ્યા, આફ્રિકા)ની વધારેમાં વધારે લંબાઇ પૂર્વથી પશ્ચિમ તરફ છે; નવી દુનિઆ (અમેરિકા)ની વધારેમાં વધારે લંબાઇ ઉત્તરથી દક્ષિણે છે. જુની તથા નવી દુનિઆ બન્ને દક્ષિણ તરફ અણીદાર છે; બન્નેના ઘણા દ્વીપકલ્પો દક્ષિણ તરફ જાય છે. જુની દુનિઆના પહાડોની હાર પશ્ચિમથી પૂર્વે જાય છે, નવી દુનિઆની, ઉત્તરથી દક્ષિણે જાય છે. જુની દુનિઆનું લાંબું ઢળાણ ઉત્તર તરફ છે, ને નવી દુનિઆનું પૂર્વ તરફ છે.

## યૂરપ અને એશ્યા.

યૂરપ તથા એશ્યા બન્નેમાં ઘણા અને મોટા દ્વીપકલ્પો છે; બન્નેમાં સૌથી અગત્યના દ્વીપકલ્પો દક્ષિણ તરફ જાય છે. સ્પેઇન અર્બસ્તાનને મળતો છે; ઇટલિ હિંદુસ્તાનને મળતો છે; બાલ્કન દ્વીપકલ્પ ફર્ધર ઇન્ડિઆને મળતો છે અને સ્કૅન્ડિનેવિઆ કામચાટકાને મળતો છે. બન્નેના અગ્નિકોણમાં મોટા આર્કી-પેલેગો છે. સિસિલી સિંહલદ્વીપને મળતો આવે છે; ઇજીઅન ટાપુઓ સંડા અને ફિલિપ્પાઇનને મળતા આવે છે. બન્ને ખંડના ઉચ્ચ પ્રદેશો દક્ષિણે છે; બન્નેમાંથી નદીઓ બધી દિશામાં વહે છે.

યૂરપ સૌથી નાનો છે ને એશ્યા સૌથી મોટો છે. યૂરપથી એશ્યા પાંચ-ગણો મોટો છે. યૂરપની ઉંચાઇ નીચાઇ ચિત્રવિચિત્ર છે; એશ્યામાં ઘણાજ વિશાળ અને એક સરખા ઉચ્ચ પ્રદેશો છે. યૂરપનો એકતૃતિયાંશ દ્વીપકલ્પ છે ને એશ્યાનો માત્ર એક પંચમાંશ છે. યૂરપની કિનારાની લંબાઇ ઘણી લાંબી છે, એશ્યાની કરતાં ત્રણગણી છે. યૂરપના પહાડોની ઉંચાઇ ઘણી નથી; એશ્યાના પહાડો દુનિઆમાં સર્વથી ઉંચા છે. યૂરપની હવા એકંદર દરિયાઇ છે, અને એશ્યાની લગભગ દરેક ઠેકાણે જમીન પરની હોય તેવી છે. યૂરપના સઘળા ભાગોમાં ઉત્તરથી દક્ષિણે સ્હેલથી જવાય છે; એશ્યામાં પૂર્વથી પશ્ચિમે જવાય છે; ઉત્તર અને દક્ષિણ વચ્ચે ઉચ્ચ પ્રદેશો આવવાથી જવા આવવામાં ઘણીજ નડતર થાય છે. એશ્યામાં જેમ સૌથી ઉંચા ઉચ્ચ પ્રદેશો છે તેમ સૌથી નીચાં મેદાનો પણ છે, જેમ હિમાલયનું શિખર સૌથી ઉંચું (૨૯,૦૦૨ ફીટ) છે, તેમ મૃત સરોવર ભૂમધ્ય સમુદ્રની સપાટીથી ૧,૩૧૨ ફીટ નીચું છે.

## આફ્રિકા અને યૂરપ.

આફ્રિકા ઉષ્ણકટિબંધમાં છે અને યૂરપનો મોટો ભાગ સમશીતોષ્ણ કટિબંધમાં છે; આફ્રિકાની આકૃતિ સભ્ભર છે, અને યૂરપની ઘણે ઠેકાણે તૂટેલી અને અનિયમિત[૨] છે; આફ્રિકા એક ઝાડના થડ જેવો છે, જેને ડાળાં પાંખડાં નથી; અને યૂરોપ ડાળાં પાંખડાંવાળા ઝાડના થડ જેવો છે. આફ્રિકાના કિનારાની લંબાઇ ટુંકામાં ટુંકી છે અને યૂરપના કિનારાની લંબાઇ સર્વથી લાંબી છે. આફ્રિકામાં બેટો ઘણા થોડા છે અને યૂરપમાં પુષ્કળ છે. આફ્રિકાની નદીઓ વહાણવટીઓના બરની નથી, અને યૂરપની લગભગ તમામ નદી વહાણોથી ખેડાય છે. આફ્રિકામાં બે મોટાં રણો છે, અને યૂરપમાં રણોનું નામ નથી. આફ્રિકાના પહાડોની હાર હિંદુસ્તાનના ઘાટોની પેઠે કિનારે છે અને યૂરપના પહાડોની હાર મધ્ય ભાગમાં છે. આફ્રિકાની હવા દુનિઆમાં સૌથી ગરમ છે, અને યૂરપની હવા દરિયાઇ હવાના જેવી છે.

## આફ્રિકા અને દક્ષિણ અમેરિકા.

જ્યાં આફ્રિકા અંદર સંકડાઇ જાય છે ત્યાં દક્ષિણ અમેરિકાનું પેટું નિકળી આવે છે. આફ્રિકામાં ઘણાં સરોવરો છે ને તે પણ ઘણાંજ મોટાં છે; દક્ષિણ અમેરિકામાં ઘણાં થોડાં છે અને ઘણાં નાનાં છે આફ્રિકામાં ભૂમધ્ય રેષાની બન્ને બાજુએ વિશાળ અને ઘાડું જંગલ છે, દક્ષિણ અમેરિકામાં ભૂમધ્ય રેષાની બન્ને બાજુએ દુનિયામાં સર્વથી મોટાં, સર્વથી પહોળાં, અને ઘણાંજ ઘાડાં જંગલો છે. આફ્રિકામાં સર્વથી મોટાં અને સર્વથી જબરાં પ્રાણીઓ થાય છે, અને દક્ષિણ અમેરિકામાં પ્રાણીઓ કરતાં ઝાડો ઘણાં મોટાં થાય છે.

## ઉત્તર અમેરિકા અને દક્ષિણ અમેરિકા.

ઉત્તર અમેરિકા એક અનિયમિત ત્રિકોણ જેવો છે અને દક્ષિણ અમેરિકા એક નિયમિત ત્રિકોણ જેવો છે. ઉત્તર અમેરિકાને પશ્ચિમ કિનારે જેમ જ્વાળામુખી પર્વતો છે તેમ દક્ષિણ અમેરિકાને પશ્ચિમ કિનારે પણ છે. બન્નેના મધ્ય ભાગોમાં વિશાળ મેદાનો છે. ઉત્તર અમેરિકામાં જેમ સેન્ટ લૉરેન્સ નદી પશ્ચિમથી પૂર્વ તરફ વહે છે અને મિસિસિપ્પી ઉત્તરથી દક્ષિણ તરફ વહે છે, તેમ દક્ષિણ અમેરિકામાં એમેઝૉન પશ્ચિમથી પૂર્વ તરફ, અને લાપ્લાટા નદી ઉત્તરથી દક્ષિણ તરફ વહે છે.

## ઑસ્ટ્રેલિઆ અને આફ્રિકા.

બન્ને ખંડો આકૃતિમાં સભ્ભર છે; બન્ને, બહારની હદમાં સાદા અને દ્વીપકલ્પ વગરના છે. બન્નેમાં પહાડોની હાર પૂર્વ તરફ જાય છે, અને ઉચામાં ઉચા શિખરો અગ્નિકોણમાં છે. બન્નેમાં મધ્ય ભાગમાં વિશાળ રણો છે, ને તે રણોમાં કોઇ કોઇ ઠેકાણે ફળદ્રુપ ભાગો (oasis) છે. આફ્રિકામાં નીલ અને ઑસ્ટ્રેલિઆમાં મરે—એ બન્ને નદીનાં પાણી દરિયા તરફ જતાં જાય છે તેમ તેમ કદમાં સંકડાતાં જાય છે.

# પરિશિષ્ટ ૪ થું.

## વ્યાપારની મુખ્ય જણસો ક્યાં ક્યાંથી આવે છે.

**આલ્પાકો**—પેરૂ અને ચિલી. **રેશમ**—ચીન, ઇટલી, જાપાન, ફ્રાન્સ, લિવાન્ટ, અને હિંદુસ્તાન.

**ફટકી**—પંજાબ અને દક્ષિણ અમેરિકા.

**એરોરૂટ**—પશ્ચિમ હિંદી દ્વીપ (મુખ્યત્વે કરીને જમેઇકા), બર્મ્યુડાઝ.

**હીંગ**—ઇરાન અને કાફ્રીસ્તાન.

**વાંસ**—હિંદુસ્તાન, સિંહલદ્વીપ, બ્રહ્મદેશ, ચીન.

**જવ**—ગ્રેટબ્રિટન, ફ્રાન્સ, જર્મની, નૉર્વે, રૂશ્યા, કેનેડા, જાપાન, કોરીઆ, સૈબીરિયા.

**સોપારી**—સિંહલદ્વીપ અને બ્રહ્મદેશ.

**બ્રાન્ડી**—ફ્રાન્સ, સ્પેઇન, પોર્ટુગલ.

**કપુર**—ચીન, જાપાન અને ફોરમોસા.

**રબર**—આફ્રિકાના ગરમ ભાગ, બ્રાઝિલ અને હિંદુસ્તાન.

**એલચી**—ત્રાવણકોર અને કોચીન.

**સિંકોના**—(અથવા પેરૂવિઅન બાર્ક જેમાંથી કિવનિન બને છે)—હિંદુસ્તાન, સિંહલદ્વીપ, ઉવેસ્ટ ઈંડીઝ, મધ્ય અને દક્ષિણ અમેરિકા, જાવા.

**સુખડ**—હિંદુસ્તાન (મ્હેસૂર), ઑસ્ટ્રેલિઆ.

**તજ**—સિંહલદ્વીપ. **જાયફળ-જાવંત્રી**—પૂર્વ અને પશ્ચિમ હિંદી દ્વીપો, હિંદુસ્તાન, બ્રાઝિલ.

**લવંગ**—જંગબાર, મોલક્કા અને હિંદી ચીન.

**કોલસો**—ગ્રેટ બ્રિટન, જર્મની, ઑસ્ટ્રિઆ, હંગરી, બેલ્જ્યમ, ફ્રાન્સ, યુનાઇટેડ સ્ટેઇટ્સ, કેનેડા, ઑસ્ટ્રેલિઆ, ચિલિ, હિંદુસ્તાન.

**કીરમજ** (એક રાતો કીડો રંગવાના કામમાં વપરાય છે)—ગ્વાટીમાલા, મેકિસકો, અને કેનેરી બેટો.

**નાળિયેર**—હિંદુસ્તાન, સિંહલદ્વીપ, બ્રહ્મદેશ, અને પશ્ચિમ આફ્રિકા.

**બુંદ**—બ્રાઝિલ, જાવા, પશ્ચિમ હિંદી દ્વીપો, સિંહલદ્વીપ, દક્ષિણ હિંદુસ્તાન, અર્બસ્તાન, અને મધ્ય અમેરિકા.

**ત્રાંબું**—યુનાઇટેડ સ્ટેઇટ્સ, ચિલિ, સ્પેઇન, પોર્ટુગલ, જાપાન, ચીન, કોરીઆ, જર્મની, રૂશ્યા, ઑસ્ટ્રેલિઆ અને બોલિવિઆ.

**લોખંડ**—ગ્રેટ બ્રિટન, યુનાઇટેડ સ્ટેઇટ્સ, ફ્રાન્સ, બેલ્જ્યમ, સ્વીડન.
**કલાઈ**—બ્રહ્મદેશ, મલેદ્વીપકલ્પ, ઈંગ્લંડ (કૉર્નવૉલ), જર્મની, ઑસ્ટ્રેલિઆ.
**સીસું**—સ્પેઇન, સ્કૉટલન્ડ, જર્મની, ઑસ્ટ્રિઆ, કોલોરેડો.
**સોનું**—ટ્રાન્સવાલ, સૈબીરિઆ, ઑસ્ટ્રેલિઆ, કૅલિફૉર્નિઆ, બ્રિટિશ ઉત્તર અમેરિકા, કોલોરેડો, ઑસ્ટ્રિઆ અને દક્ષિણ અમેરિકા.
**રૂપું**—કૅલિફૉર્નિઆ, મેક્સિકો, બોલિવિઆ, સૈબીરિઆ, ટિબેટ, જર્મની, ઑસ્ટ્રિઆ, ન્યૂ સાઉથ વેલ્સ અને ટસ્મેનિઆ.
**પારો**—ઑસ્ટ્રિઆ, સ્પેઇન, ચીન, ટિબેટ.
**પ્લાટીનમ**—સૈબીરિયા, ઉરલ પર્વત.
**જસત**—ચીન, બેલ્જ્યમ, જર્મની, યુનાઇટેડ સ્ટેઇટ્સ અને ઈંગ્લન્ડ.
**બુચ**—સ્પેઇન અને પોર્ટુગલ.
**દારૂ**—ફ્રાન્સ, જર્મની, હુંગરી, સ્પેઇન, ઇટલી, પોર્ટુગલ, ઑસ્ટ્રેલિઆ, કાલિફૉર્નિઆ.
**કોપરાં**—પૂર્વ આફ્રિકા, પૂર્વ હિંદી બેટો, અને પાસિફિકના ટાપુઓ.
**કૉડ માછલી** (જેના ફેફસાંમાંથી તેલ કાઢે છે) ન્યૂફાઉંડલેંડ, લોફોડન બેટો.
**નીલમ**—બ્રહ્મદેશ, સિંહલદ્વીપ.
**રૂ**—યુનાઇટેડ સ્ટેઇટ્સ, હિંદુસ્તાન (મુંબઇ, મધ્ય પ્રાંતો, આગ્રા, વરાડ, વિગેરે) બ્રાઝિલ, મિસર, ચીન, મેક્સિકો, સિરિઆ, અને તુર્કસ્તાન.
**ખજૂર**—ઇરાન, સિરિઆ, મિસર ટ્રિપોલી, અરબસ્તાન.
**હીરા**—દક્ષિણ આફ્રિકા, બ્રાઝિલ, હિંદુસ્તાન.
**અબનુસ**—સિંહલદ્વીપ, બ્રહ્મદેશ, ત્રાવણકોર, પશ્ચિમ આફ્રિકા.
**સણ**—રૂશ્યા, જર્મની, યુનાઇટેડ સ્ટેઇટ્સ, આયર્લંડ, ફ્રાન્સ, કેનેડા.
**ઉન**—ઑસ્ટ્રેલિઆ, જર્મની, ઈંગ્લંડ, આર્જેન્ટિના, દક્ષિણ આફ્રિકા, ન્યૂ ઝીલેંડ, રૂશ્યા.
**ગુંદર**—પશ્ચિમ અને દક્ષિણ આફ્રિકા, બાર્બરી સ્ટેઇટ્સ, ટ્રિપોલી.
**ગટાપર્ચા**—બ્રહ્મદેશ, મલાયા, હિંદુસ્તાન.
**ગળી**—બંગાલ, બહાર, મદ્રાસ, આગ્રા, ચીન, જાપાન, મિસર, દક્ષિણ અમેરિકા.
**હાથીદાંત**—પૂર્વ, પશ્ચિમ, અને મધ્ય આફ્રિકા, હિંદુસ્તાન, બ્રહ્મદેશ.
**જ્યૂટ**—બંગાલ.
**આરસ**—બ્રહ્મદેશ, સ્પેઇન, ઇટલિ.
**મકાઈ**—ઉત્તર અને દક્ષિણ અમેરિકા, હિંદુસ્તાન, ઇરાન, સિરિઆ, ઑસ્ટ્રિઆ, ફ્રાન્સ, સ્પેઇન, ઇટલી, તુર્કસ્તાન.

**ઓટ**—યૂરપનો ઉત્તર ભાગ, સ્કૉટલંડ, કેનેડા, ન્યૂ ઝીલેંડ.

**ચોખા**—હિંદુસ્તાન, બ્રહ્મદેશ, ચીન, દક્ષિણ કારોલિના.

**સાગુચોખા**—મલેશ્યા.

**ઘઉં**—રશ્યા, યુનાઇટેડસ્ટેઇટ્સ, કેનેડા, હિંદુસ્તાન, બ્રાઝિલ, ઇરાન, ઑસ્ટ્રેલિઆ, ચિલિ.

**મિલેટ**—હિંદુસ્તાન, ચીન, અને અર્બસ્તાન.

**જાયફળ**—મલે બેટો, બોર્નિઓ, પશ્ચિમ હિંદી દ્વીપો.

**અફીણ**—હિંદુસ્તાન, (બહાર, માળવા, અને આગ્રા), ચીન, ઇરાન.

**ઑસ્ટ્રિચનાં પીછાં**—દક્ષિણ આફ્રિકા, અરબસ્તાન.

**મોતી**—સિંહલદ્વીપ, માલદ્વીપ, ઇરાન, પશ્ચિમ હિંદી બેટો.

**મરી**—સુમાત્રા, જાવા, બોર્નિઓ, પશ્ચિમ આફ્રિકા.

**પેટ્રોલિઅમ તેલ**—રૂશ્યા, (બાકુ), બ્રહ્મદેશ, યુનાઇટેડ સ્ટેઇટ્સ (પેન્સિલવેનિઆ), જાપાન.

**તેજાના**—પૂર્વ આફ્રિકા, મલે બેટો, મોલક્કા.

**વાદળી**—લિવાન્ટ, ફ્લોરિડા, સિંહલદ્વીપ, બાહામા બેટો.

**ખાંડ**—પૂર્વ અને પશ્ચિમ હિંદી દ્વીપો, બ્રાઝીલ, મોરિશસ, યુનાઇટેડસ્ટેઇટ્સ-જર્મની, ફ્રાન્સ અને ઑસ્ટ્રિયામાં બીટ-રૂટમાંથી ખાંડ બનાવવામાં આવે છે.

**ગંધક**—સિસિલી, કાલિફૉર્નિઆ.

**કોલટાર**—ઇંગ્લંડ અને બેલ્જ્યમ.

**ચ્હા**—ચીન, હિંદુસ્તાન (આસામ, બંગાલ), સિંહલદ્વીપ, જાપાન.

**સાગ વિગેરે**—બ્રહ્મદેશ, ત્રાવણકોર. **પાઇન**—નાર્વે, સ્વીડન, રૂશ્યા, ઉત્તર અમેરિકા. **ઓક** ઇંગ્લંડ, ફ્રાન્સ, જર્મની, રશ્યા, ઉત્તર અમેરિકા.

**મોહાગની**—મેક્સિકો, બ્રહ્મદેશ, મધ્ય આફ્રિકા, બ્રિટિશ હૉન્ડયૂરાસ, દક્ષિણ અમેરિકા.

**તંબાકુ**—યુનાઇટેડ સ્ટેઇટસ (વર્જીનિઆ), ઉવેસ્ટઇંડીઝ, હિંદુસ્તાન (બંગાલ), તુર્કસ્તાન, ફિલિપાઇન, કોરીઆ, જાપાન, જર્મની, ફ્રાન્સ.

**મીણ**—ગ્રીસ, એશ્યામાઇનર, ટર્કિ, આયોનિયન બેટો.

## પરિશિષ્ટ ૫ મું.

### પૃથ્વી ઉપરનાં મુખ્ય રાજ્યો પ્રદેશના તાબાના મુલકો સાથે.

(વસ્તિ પ્રમાણે અનુક્રમ).

| | | | |
|---|---|---|---|
| ૧. બ્રિટિશ એમ્પાયર* | ૪૧૦,૦૦૦,૦૦૦ | મુ.શે. | લંડન, ટેમ્ઝ નદી ઉપર. |
| ૨. ચીનાઈ રાજ્ય | ૪૦૯,૦૦૦,૦૦૦ | મુ.શે. | પેકિંગ, પીહો પાસે. [ઉપર. |
| ૩. રૂશ્યાનું રાજ્ય | ૧૩૦,૦૦૦,૦૦૦ | મુ.શે. | સેન્ટ પીટર્સબર્ગ, નીવા |
| ૪. યુનાઇટેડસ્ટેઇટ્સ | ૮૬,૨૫૦,૦૦૦ | મુ.શે. | ન્યૂયોર્ક હડસન ઉપર. |
| ૫. જર્મનીનું રાજ્ય | ૭૧,૦૦૦,૦૦૦ | મુ.શે. | બર્લિન, સ્પ્રી ઉપર. |
| ૬. ફ્રાન્સનું રાજ્ય | ૫૧,૦૦૦,૦૦૦ | મુ.શે. | પારિસ, સેન ઉપર. |
| ૭. જાપાની રાજ્ય | ૪૮,૦૦૦,૦૦૦ | મુ.શે. | ટોકિઓ. |
| ૮. ઑસ્ટ્રિઆ-હુંગરી | ૪૬,૦૦૦,૦૦૦ | મુ.શે. | વિએના, ડૅન્યૂબ ઉપર [ઉપર. |
| ૯. હૉલંડ | ૪૦,૦૦૦,૦૦૦ | મુ.શે. | આમ્સટર્ડમ, આમ્સટેલ |
| ૧૦. ટર્કીનું રાજ્ય | ૩૮,૦૦૦,૦૦૦ | મુ.શે. | કોંસ્ટાન્ટિનોપલ. |
| ૧૧. ઈટલી | ૩૪,૫૦૦,૦૦૦ | મુ.શે. | રોમ, ટાઇબર ઉપર. |
| ૧૨. સ્પેઈન | ૨૦,૦૦૦,૦૦૦ | મુ.શે. | મૅડ્રિડ, માન્ઝનારીસ ઉપર. |
| ૧૩. પોર્ટુગલ | ૧૪,૫૦૦,૦૦૦ | મુ.શે. | લિસ્બન, ટેગસ ઉપર. |
| ૧૪. બ્રાઝિલ | ૧૪,૦૦૦,૦૦૦ | મુ.શે. | રાયો જેનેરો. |
| ૧૫. મેક્સિકો | ૧૩,૫૦૦,૦૦૦ | મુ.શે. | મેક્સિકો. |
| ૧૬. ઇરાન | ૯,૫૦૦,૦૦૦ | મુ.શે. | ત્હેરાન. |
| ૧૭. સ્વીડન | ૫,૨૫૦,૦૦૦ | મુ.શે. | સ્ટૉકહોમ. |

*એમાં હિંદુસ્તાનની વસ્તિ (૨૯૪,૩૬૧,૦૫૬)નો સમાવેશ થાય છે (૧૯૦૧).